(દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિ.)

ખંડ ૧.

# સ્ત્રીજાતિની સત્કીર્ત્તિ.

## પ્રથમભાગ.

સંગ્રહ કર્ત્તા

નારાયણ હેમચંદ્ર.

"Men may discriminate and criticise but woman can alone instruct woman in her every day habits and conduct."

મુંબઈ,

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી.

સન ૧૮૮૮.

# ઉત્સર્ગ.

મ્હારી

સ્વર્ગવાસી માતા દેવકોરના

સ્મરણાર્થે

આ દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિ

ગુજરાતી ભાષા જાણનારી બેહેનોના

કરકમલમાં સાદર અને સ્નેહથી

અર્પણ કરી.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

ચરિત્ર સુધારવાનો સર્વેથી મ્હોટો ઉપાય મહાન્પુરૂષ તથા સ્ત્રીનાં જીવનચરિત્રનું અધ્યયન છે. મહાન્પુરૂષનાં તથા મહાન્ સ્ત્રીઓનાં જીવનચરિત્રનું અનુશીલન કર્યાથી મનુષ્યનું હૃદય મહાન્પણામાં પૂર્ણ થાય છે. મહત્વનો દેવભાવ હૃદયમાં વિકાશ પામે છે. એ વાસ્તે સુધરેલા દેશોમાં જીવનચરિત્ર વાંચવા ઉપર પ્રીતિ થયલી જોવામાં આવે છે. ગુજરાતી ભાષામાં પ્રથમ જીવનચરિત્રની ખોટ હતી. પરંતુ હમણાં ભાષાની ઉન્નતિની જોડે જીવનચરિત્રનો આદર થતો જાય છે, એ અભિનંદનીય છે. પરંતુ ત્રણ ચાર પુરૂષોનાં જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં નીકળ્યા છતાં સ્ત્રીઓનાં જીવનચરિત્રની હજી ખોટ જોવામાં આવે છે. સ્ત્રીઓનાં જીવનચરિત્ર સ્ત્રીઓનાં ચરિત્ર સુધારવાને ઘણી મદદ કરે એમ છે. પેહેલાંના કરતાં હમણાં સ્ત્રીકેળવણીનો ફેલાવો વધારે થયો છે પરંતુ તેની જોડે સ્ત્રીઓનાં જીવનચરિત્રનો જેટલો જોઇએ તેટલો ફેલાવો થયો નથી. આજકાલ સ્ત્રીવર્ગને વાંચવા યોગ્ય ઘણાજ થોડા ગ્રંથોછે. અને જે કંઇછે તે પુસ્તકો અનીતિવાળાંછે, જે વાંચ્યાથી હૃદય કલુષિત થાય છે. એટલા માટે મ્હારી માતા દેવકોરના સ્મરણાર્થે સ્ત્રીઓને વાંચવા યોગ્ય સુરૂચિ સંપન્ન પુસ્તકો પ્રકટ કરવા માટે "ગૃહપાઠ્ય પુસ્તકાવલિ"

નામની ગ્રંથાવલિ પ્રસિદ્ધ કરવાનું ધાર્યું છે. તેમાંનું પેહેલું પુસ્તક અભિરૂચિ ઉત્પન્ન થાય એવો "સ્ત્રીજાતિની સત્કીર્તિ"નો પેહેલો ભાગ આજે પ્રકટ કર્યો છે. તે પુસ્તક જો ગુજરાતી સ્ત્રીમંડળમાં કંઇક લાભકારક થાય, અને એ આપણા દેશના વિદ્યોત્સાહીઓના સ્નેહ નેત્રમાં પડીને ગુજરાતી ગૃહમાં સ્ત્રીપાઠ્ય પુસ્તક તરીકે વપરાય તો મ્હારો કરેલો શ્રમ સફળ થયલો સમજીશ. અને ઉત્સાહમાં મત્ત થઇને બીજી સ્ત્રીઉપયોગી ગ્રંથાવલિ પ્રકટ કરવાનો યત્ન કરીશ.

આ પુસ્તક રચવામાં મેં નીચે લખેલા પુસ્તકોની મદદ લીધી છે તેને માટે તેઓનો આ જગાએ ઉપકાર માનું છું. ટૉડ રાજસ્થાન, એલફીન્સ્ટનકૃત ઇતિહાસ, નવનારી, દ્વાદશનારી, સંજીવની, બામાબોધિનીપત્રિકા, સ્ત્રીજાતિ વિષયક પ્રસ્તાવ, બામારંજન, પ્રતાપ નાટક અને વીરમહીમા.

અંતે કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરૂંછું કે આ પુસ્તકને સુધારી આપવાનું કામ શ્રદ્ધાસ્પદ ગોપાળદાસ વિહારીદાસ દેશાઇ અને શ્રદ્ધાસ્પદ છગનલાલ હરિલાલ પંડયા બી. એ. અનુગ્રહ પૂર્વક કર્યું છે તેને માટે હું ઉપર લખેલા બે ભાઇઓનો અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું.

મુંબઇ,
તા૦ ૧૫ મી એપ્રિલ ૧૮૮૮. } નારાયણ હેમચંદ્ર.

# સ્ત્રીજાતિની સત્કીર્તિ.



## પ્રથમ ભાગ.

## સાવિત્રી.

પ્રાચીન ઐતિહાસિક આર્ય ગ્રંથોમાં **મહાભાહત રા**-માયણ મુખ્ય છે. **મહા**ભારતના **વ**નપર્વમાં **અ**શ્વપતિ નામના રાજાનો કથાપ્રસંગ છે. એ રાજાને સંતાનસુખ ન હોવાથી સ્વાભાવિકપણે તે પોતાના મનને વિષે ઘણો દુઃખી રહેતો. ઘણાક યજ્ઞયાગાદિ કર્યાથી તેને ત્યાં એક કન્યાનો જન્મ થયો. તે કન્યાનું નામ **સા**વિત્રી પાડ્યું. આ કન્યા ઉપર તેનાં માતાપિતાની અત્યંત પ્રીતિ હતી. ઘણા યત્નથી આ રાજકન્યાને ભણાવી ગણાવી અનુપમ કરી હતી. જેમ જ્ઞાનમાં તેમ સૌંદર્યમાં પણ કંઇ મણા ન હતી. મહા મહા પ્રયત્ન અને અતિ આસ્થાપૂર્વક દેવની આરાધનાથી પ્રાપ્ત થયેલી આ એકની એક તનયા, એટલે માતાપિતાને તે ઘણી લાડકી હોય તેમાં તો નવાઇજ શાની? **સા**વિત્રીની તેહેનાતમાં એકસો તો તેની ઉમરની દાસીઓ હતી. એ સઘળી દા-

સીઓની સાથે સાવિત્રી એક દિવસે તપોવનમાં મુનિઓનાં દર્શન અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કરવા ગઇ. તપોવનથી પાછાં ફરતાં જંગલમાં એક ઝુંપડી તેના દીઠામાં આવી. આશ્રમમાં પેસી નજર કરેછે તો એક અંધ ડોસો, તેની વૃદ્ધ સ્ત્રી અને તેમનો એક કિશોર વયનો પુત્ર, એવાં ત્રણ જણ માત્ર એ ઝુંપડીનાં નિવાસી છે, એવું રાજબાલાના જાણ્યામાં આવ્યું. આસપાસના લોકોને પૂછતાં આ કુટુંબને વિષે તેમણે જે વિદિત કર્યું તે આ પ્રમાણેઃ—

"દ્યુમનસેન નામના અવંતીના રાજાને પોતાની વૃદ્ધાવસ્થામાં અંધત્વ પ્રાપ્ત થયું. તેના કુમારની બાલ્યાવસ્થાનો લાભ લઇને આ અપંગ વૃદ્ધ રાજાને તેના શત્રુઓએ રાજગાદીપરથી ઉઠાડી મુકયો. ત્યારથી આ દ્યુમનસેન પોતાની સ્ત્રી અને પુત્ર સહવર્તમાન આ મુનિ આશ્રમમાં વસેછે."

ઉપરની હકીકત સાંભળી સાવિત્રી જેમ ખેદ પામી, તેમ સત્યવાન્‌નું મનોહર રૂપ જોઇને આ ઓળખાણ મળ્યાથી તેટલીજ ખુશી થઇ. તેની આવી દુઃખી હાલત જોયા છતાં સત્યવાન્‌ને પોતાને લાયક વર સમજીને માબાપની સંમતિની પણ વાટ ન જોતાં પોતાના મનને વિષે તેની સાથે ગાંધર્વવિવાહનો સંકલ્પ કરી તેને પોતાનો સ્વામી માની લીધો.

પછી ઘેર જઇને **સા**વિત્રીએ પોતાની માતાને બનેલો સર્વે વૃત્તાંત કહ્યો. વિવાહની વાત સાંભળતાંજ મા આશ્ચર્ય પામી. તેણે પોતાના કંથ રાજાની પાસે બધી વાત કહી. જેની સાથે **સા**વિત્રી વિવાહ કરેછે તે ઉત્તમ કુળનો તથા બીજી સર્વ રીતે યોગ્ય છે કે અયોગ્ય છે, એ સર્વનો વિચાર કર્યાવગર પોતાની સંમતિ વિના પોતાની લાડકવાઇ કુંવરીએ જે સાહસ કર્યું તેથી રાજા ઘણો દલગીર થયો.

કેટલાક દિવસ ગયા પછી **નારદ**મુનિ રાજગૃહે પધાર્યા. રાજાએ આદરસન્માન કરીને બેસાડચા. મુનિ તથા રાજાનો વાતચીત પ્રસંગ ચાલી રહ્યો છે, એટલામાં **સા**વિત્રી ત્યાં એકાએક આવી લાગી. **ના**રદે **સા**વિત્રીને જોઇને પુછ્યું, રાજન્! આ કન્યા કોની? કન્યા અશ્વપતિનીજ છે એમ જાણીને **ના**રદજીએ કહ્યું " આ કન્યાના લક્ષણ ઉપરથી જણાય છે કે તે સતી લક્ષ્મી થશે. એનો વિવાહ કર્યો છે કે નહિ?" એના ઉત્તરમાં, રાજાએ,– **સા**વિત્રીએ તપોવનમાં સત્યવાનની સાથે જે માનસિક વિવાહનો સંકલ્પ કર્યો હતો–તે વાત–વિદિત કરીને મુનિને કહ્યું " હે મહર્ષે! હું એ વરને ઓળખતો નથી. મારા સારા ભાગ્યે આપ પધાર્યા છો. માટે કૃપા કરીને એનું શુભાશુભ કહો." **ના**રદે સાવિત્રી તરફ નજર કરીને **સત્ય**વાનની સર્વ હકીકત તેને પૂછી.

રાજકન્યાએ સત્યવાનને જેવો જોયો હતો તથા જે કંઇ વૃત્તાંત પોતે જાણતી હતી તે સર્વ વિસ્તારથી **નારદ**મુનિને કહ્યું. જ્યોતિષ્શાસ્ત્રસંપન્ન **નારદ**જીએ સર્વ વાત લક્ષમાં લઇને અભિપ્રાય આપ્યો કે, "આ વિવાહ યથાર્થ થયો નથી, બીજો વર શોધી ફરી વિવાહ કરવો ઉચિત છે."

**નારદ**જીનાં આ વચન સાંભળી **સા**વિત્રી ખેદ પામી **સા**વિત્રી અનેક વિદ્યામાં પ્રવીણ હતી. તેણે મુનિની સાથે તર્કવિતર્કથી વાદ કર્યો અને વિવાહ નિષેધ કરવાનું કારણ પુછવા લાગી. **સા**વિત્રીના તર્કનું ખંડન ન કરતાં, મુની નિષેધનાજ અભિપ્રાયને વળગી રહ્યા. **નારદ**ના એવા નિષેધથી સંદિગ્ધ* ચિત્ત થઇને તેનું વિસ્તારથી વૃત્તાંત જાણવાની ઇચ્છા **અશ્વ**પતિ રાજાએ દેખાડી. **નારદે** કહ્યું "**દમનસેન** સૂર્યવંશી ક્ષત્રી છે, ઘણા કાળ સુધી તે **અ**વંતીનો રાજા હતો. અંધાપો પ્રાપ્ત થયા પછી રાજપાટ ખોઇ નિરાશ્રય થઇને સ્ત્રીપુત્રની સાથે તે વનવાસ વેઠેછે. કુમારશ્રી **સત્ય**વાનની સુંદર કાન્તિ, લાંબા બાહુ વગેરે તેના ક્ષત્રિયપણાનાં સારાં ચિહ્નો છે, પરંતુ તેના આયુષ્‌ની મર્યાદા ઘણી ટૂંકી દીસેછે. આજથી એક વર્ષની અંદર તેનું મરણ નીપજવું જોઇએ. જ્યોતિષ્ ગણિતથી તો એમ આવેછે. હવે તમારી સર્વેની મરજી હોય તેમ કરો."

---

* મનમાં સંદેહ લાવીને.

મુનિને મુખે આવી ભયાનક વાત સાંભળીને રાજાને વિચાર થઈ પડયો. કન્યાદાન કરવું એ માબાપનું શાસ્ત્ર વિહિત કામ છે. બાલબુદ્ધિવાળી સાવિત્રીએ જે સાહસ કર્યું છે, તેનું સારૂં નરસું શું પરિણામ નીપજશે તેનું તેને ભાન નથી. પરંતુ આ બધું જાણ્યા છતાં આ વાતની શી રીતે સંમતિ અપાય? પરંતુ પોતાની લાડકવાઇ પુત્રીના સુદ્રઢ નિશ્ચયની તેને ખબર હતી. તેનો વિચાર એકાએક ફેરવ્યો ફરે તેમ ન હોવાના કારણથી તેને તે વખતે પોતાનો વિચાર સાવિત્રીને જણાવીને દૂરની આપત્તિને તરતજ નિમંત્રણ કરવાને બદલે, સુજ્ઞ રાજાએ બીજા કોઈ સારા વરની ખોળ કરવા માંડી. અને પોતાના મનનેવિષે સર્વ ગોઠવણ નક્કી કરીને પછી પોતાનો અભિપ્રાય પોતાની બાલકીને જણાવ્યો. પરંતુ **સા**વિત્રીએ જવાબ આપ્યો કે "મેં મારૂં મન **સ**ત્યવાનને અર્પણ કર્યું છે, તે હવે અન્યથા થાયજ શી રીતે?" રાજાએ કહ્યું, "તેં તેને મનમાં ધાર્યોછે ખરો, પરંતુ તેની સાથે અદ્યાપિ તારૂં લગ્ન થયું નથી. એ રાજકુમારસર્વ રીતે તારે યોગ્ય છે, પરંતુ તેનું આયુષ્ ઘણું ટૂંકુ છે. માત્ર એક વર્ષમાં તેનું મરણ નીપજશે તે વેળાએ તું પતિ વગરની થઈશ. **પતિ એ નારીનું ભૂષણ છે, પતિ વગર સ્ત્રીનું જીવન વૃથા છે.** અને એમ છે, ત્યારે, તેં ઇચ્છેલા વિવાહમાં હું કેવી રીતે સંમતિ આપી શકું? તું હજી

મુગ્ધ* બાલા છે, અનુભવવગર સારાસાર વિચાર કરી નિર્ણયઉપર આવવાને તું અશક્ત છે. પોતાના છોરૂના સુખથી માબાપને આનંદ થાયછે અને તેના દુઃખથી તેઓને દુઃખ થાય છે. અને એટલાજ માટે પોતપોતાની પુત્રીને માટે યોગ્ય ભર્તા શોધવાની ફરજ શાસ્ત્રમાં પ્રથમતઃ માબાપની કહેલી છે. સત્યવાન્ જેવા ટૂંક આયુષ્‌વાળાની સાથે તારા જેવી મારી એકની એક અનુપમ પુત્રીનું મિથ્યા કન્યાદાન હું કરી શકતો નથી. વિધવાપણાનાં સંકટો કેવાં ભયાનક અને દુઃખદ હોય છે, તેનો પતિવગરની નારી સિવાય બીજાને ખ્યાલ પણ ભાગ્યેજ આવેછે. સ્ત્રી પતિવગરની થયાથી કેવળ તેનેજ દુઃખ થાય છે એમ નથી. માબાપને પણ તેવુંજ દુઃખ ઉપજે છે. પતિ વગરની કન્યા માબાપના અંતઃશૂલનું† અને કવચિત્ કુલનાશનું મૂલ થાય છે. એટલા માટે, જેથી કરીને તારા પોતાના હમેશના દુઃખનો અને માબાપના સુખના નાશનો સંભવ છે, એવી વાતની હઠ તારા જેવી ડાહીપુત્રીએ કરવી ઉચિત નથી. માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં છોકરાંનું હિત નથી. અગર જો તારે પોતાની ઇચ્છાથીજ લગ્ન કરવું હોય, તો દેશ દેશાંતરના અનેક રાજ રાજેશ્વરોને હું

* પુરી અક્કલ નહિ તેવી, પણ યુવાવસ્થાએ પહોંચતી.

† હૃદયમાં કાંટા જેવી વેદના.

ખબર મોકલું. તેઓને એકઠા કર્યા પછી તેમાંથી જે પસંદ હોય તેની સાથે તું લગ્ન કરજે. પરંતુ સત્યવાન્ ટૂંક આવરદાવાળો છે એમ આપણે જાણ્યા છતાં, તેની સાથે લગ્નનો આગ્રહ માત્ર તું કરીશ મા." એવી રીતે **અશ્વ**પતિ રાજાએ કન્યાને ઘણી રીતે સમજાવી. તેના ઉત્તરમાં **સા**વિત્રીએ સવિનય પોતાના વહાલા પિતાને કહ્યું "તાત! મને ક્ષમા કરો. મારે માટે આપની જે કાળજી છે તેને માટે હું અત્યંત આભારી છું."

**સા**વિત્રીએ વળી પોતાના પિતાને નિઃશંક થવા કહી જણાવ્યું "એ બાબતની આપ બીલકુલ ચિંતા કરશો મા, મારે માટે બીજો વર શોધવાની જરૂર નથી. હું તો **સ**-ત્યવાન્‌ને મારા મન અને તનની એકાગ્રતાથી કેવળ વરી ચુકી છું. તે અલ્પાયુ હો વા દીર્ઘાયુ. તેજ મારો સ્વામી છે. એના સિવાય બીજા કોઇનો પાણિ* હું ગ્રહણ કરી શકતી નથી. જો પ્રભુએ મારા નસીબમાં વિધવાપણાનુંજ દુઃખ લખ્યું હશે, તો તે કોઇથી પણ મિથ્યા થઇ શકવાનું નથી. આ અનિત્ય સંસારમાં કંઇ પણ નિત્ય નથી. **मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः** પ્રાણીમાત્રને મરવું તો એકવાર છેજ, કોઇ પહેલાં ને કોઈ પછી. મરણથી છુટી તો કોઇથી શકાવાનુંજ નથી, કેમકે મૃત્યુની ઉત્પત્તિ પણ શરીરની

* કર, હાથ.

સાથેજ થાય છે. ત્યારે તેમાં ડરવાનું શું પ્રયોજન છે **મૃત્યુ તો પ્રાણીમાત્રની ખરી પ્રકૃતિજ છે. જીવાય તેટલું એક વિકારરૂપ સમજવું.** તેવા શરીરધારણનો સાર ધર્મ, કર્મ, તેનું અનુશીલન* આપણું પ્રધાન કર્મ છે. તે ન કર્યાથી નર્ક ભોગવવું પડે છે. એટલામાટે તેજ આપણું સર્વદા કર્તવ્ય છે. શરીરનું સુખ દુઃખ ખોટું છે."

**સા**વિત્રીનો આવો જવાબ સાંભળી **અ**શ્વપતિ રાજા તો દિગ્મૂઢ બની ગયો. તેણે સર્વ વૃત્તાંત **ના**રદમુનિને વિદિત કર્યો. **સા**વિત્રીના આવા નિશ્ચયથી **ના**રદમુનિ ઘણા ખુશી થયા, અને તેને આશિર્વાદ આપીને ચાલ્યા ગયા. રાજાએ ત્યારપછી ઘણો ઘણો હિતોપદેશ આપ્યો, પરંતુ **સા**વિત્રી કોઇ રીતે **સ**ત્યવાનને છોડવાને કબુલ થઈ નહિ. રાજા આથી ઘણો દુઃખિત થયો. જ્યારે બીજો કંઈજ ઇલાજ ન દીઠો ત્યારે રાજાએ અરણ્યમાંથી **સ**ત્યવાનને તેડાવી તેની સાથે સાવિત્રીનો લગ્નસંબંધ કરી આપ્યો.

લગ્ન થયા પછી સત્યવાન્ સાવિત્રીને તપોવનમાં લઈ ગયો. સત્યવાનનાં માતાપિતા પુત્રના વિવાહની વાત સાંભળીને ઘણાં આનંદિત થયાં. તપોવનમાં રહેનારી અન્ય બ્રાહ્મણકન્યાઓએ સાવિત્રીનું પરમ મનોહર રૂપ-

* નિરંતર વિચાર.

લાવણ્ય જોઈને ઘણી તારીફ કરી. પરંતુ તેની સાસુનું હૈયું આ વેળા ભરાઇ આવ્યું. ઈશ્વરની કુદરત ન્યારીજ છે; રાયનો રંક અને રંકનો રાય એક ક્ષણમાં તે કરી શકેછે. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું, "હે જગદીશ્વર, ક્યાં તે સત્યવાનનું લગ્ન કરીને પુત્રવધૂને રાજમહિષી કરવાની ઉમેદ, અને ક્યાં તે પ્રિયતમા રાજબાલાને તરૂમૂળમાં રહેનારી કરવાનો આ સમય! ક્યાં તે રાજ્યભવનમાં રત્નભૂષિત બાજોઠ પર બેસીને પુત્રવધૂનું મુખચુંબન કરવાની આશા અને શું આ વિપરીત તૃણશય્યામાં તે ચંદ્રાનનાનું મુખ જોવાનો પ્રસંગ! કેવો ખેદનો વિષય કે આ કોમલાંગી વિધુમુખી અમારા દુરદૃષ્ટના દુઃખની ભાગીયણ થઇ."

રાણી એવી રીતે ખેદ કરતી હતી, તેવામાં સાવિત્રીએ તેને ઘણી સમજાવી. સાવિત્રી કેહેવા લાગી, "સાસુજી, આપ રાજસિંહાસન છોડીને જંગલમાં રહોછો, તેથી આપને ઘણું દુઃખ થતું હશે; પરંતુ દુઃખ સુખનો દાતા ઈશ્વર છે, તેણે જેના નસીબમાં જે લખ્યું છે તે કોઈથી મટાડાવાનું નથી. તેમાં કંટાળો ખાવો એ કેવળ ઈશ્વરનિંદા કરવા જેવું છે, એટલુંજ નહિ, પણ અનર્થક શોકનો વધારો કરવા જેવું તે છે. અને તેવા શોકમાં રહ્યાથી આપણી ફરજ બજાવવામાં આપણે પછાત પડીએ છીએ. બારીક વિચાર કરીએ તો

રાજગાદી અને ઘાસની પથારીમાં કંઈ ફરક નથી. હું સત્ય હૃદયથી કહું છું કે આ જંગલમાં આપની અને પતિની યથાર્થ ચરણસેવા કરવાનું જો મારાથી બન્યું તો તેથી હું અત્યંત સુખી પોતાને સમજીશ.”

સાવિત્રીનાં આવાં સુશીલતાનાં વાક્ય સાંભળીને ઋષિ બાલાઓ તેની ઘણી પ્રશંસા કરવા લાગી. અને સત્યવાનને આવી ગુણવતી ભાર્યા મળવાને લીધે તેને પણ ભાગ્યવાન્ સમજી તેને અભિનંદન આપ્યું. પછી સત્યવાને સાવિત્રીની સાથે ઘણા સુખથી ઘણા દિવસ ગાળ્યા. રાજ્યરાણી પુત્રવધૂના સુખથી સુખી થઈ.

સત્યવાન્ રોજ જંગલમાંથી ફળ મૂળ લાકડાં એકઠાં કરી તે નગરમાં વેચી વૃદ્ધ માબાપ અને પોતાની પતિવ્રતા સ્ત્રીનું ભરણપોષણ કરતો હતો. એ રીતે વર્ષ થવા આવ્યું. એક દિવસે ઘરમાં ખાવાની વસ્તુ ન હોવાથી સૂર્ય આંથમતાં સત્યવાન્ કુહાડી લઇને જંગલમાં જવા તૈયાર થયો. અને માબાપની આજ્ઞા માગી. આવે રાત્રિને વખતે જંગલમાં જવાની તેમણે નાપાડી. પરંતુ સત્યવાન્ સંતોષવાક્યથી તેઓને શાન્ત કરીને ઘરમાંથી જવા નીકળ્યો. આ નિશા સમયે પોતાના સ્વામીના વિકટ પ્રયાણને મંગળકારક ન સમજીને સાવિત્રીને નારદ વચનનું સ્મરણ થયું, તેથી તે અતિશય ચિંતાતુર થઇ. અને મનને વિષે વિચાર કર્યો કે હવે એમનો

કાળ પાસે આવ્યો લાગેછે, નહિ તો આવે સમયે જંગલમાં જવાની હઠ એ લે નહિ. એટલામાટે ન કરે નારાયણને કંઈ અનિષ્ટ થાય તો મારે એમની પાસે રેહેવું જોઇએ. આવો વિચાર કરીને પતિપરાયણ સાવિત્રી કોઇને ન કહેતાં સ્વામીની પછવાડે પછવાડે જવા લાગી. સત્યવાને તેને પછવાડે આવતી જોઇને ઘણીએ વારી કે રાત્રિ પ્રસંગે જંગલમાં તારૂં કામ નહિ. પરંતુ સાવિત્રી પોતાના મનમાં નિશ્ચય રાખીને તેની પાછળ એકસરખી ચાલી ગઈ.

જંગલમાં સાવિત્રીએ તરેહવાર કૌતુક જોયાં. સત્યવાને જાતજાતનાં ફળ મૂળ એકઠાં કર્યાં અને તેનો ટોપલો સાવિત્રીને સોંપી સત્યવાન્ લાકડા કાપવામાટે કુહાડો લઈ ઝાડ ઉપર ચઢચો. કુહાડીના ઘા મારતાં મારતાં એકાએક સત્યવાનના માથામાં ઘણોજ દુઃખાવો થઈ આવ્યો. ઝાડ ઉપરથી તે નીચે ઉતર્યો અને સ્ત્રીને કહ્યું "મારૂં માથું નીકળી પડે છે." સાવિત્રી મનમાં સમજી કે કાળ આવ્યો. મનમાં ને મનમાં તે ઘણી વ્યાકુળ થઈ. લુગડાનો છેડો કહાડીને ઝાડની નીચે તેનું બીછાનું કર્યું. ખોળામાં માથું રાખી પોતાના પતિને આરામ વળે તેવા સર્વ પ્રયત્ન કર્યા અને પોતે અસહ્ય સંકટમાં છતાં પતિને ધીરજ આપવામાં કંઇ મણા રાખી નહિ. વખત જતાં તેના માથાની વેદના

અને શરીરની જ્વાળા અતિશય વધી ગઇ. સાવિત્રીએ તરેહવાર રીતે આસનાવાસના કરી પણ વેદના ઓછી થઇ નહિ. ધીરે ધીરે તેનું શરીર અને ઇન્દ્રિયાદિ શૂન્ય થઇ ગયાં. સાવિત્રીએ જાણ્યું હવે ઘડીપળ છે. પરંતુ આક્રંદ* ન કરતાં પોતાના પતિનું સાન્ત્વન અને સેવા છેલ્લીપળ સુધી કરવામાં કંઇપણ કસર રાખી નહિ. છેલ્લે તેની નાડી વિચ્છેદ† પામી પતિને ગતપ્રાણ‡ જોઇ સાવિત્રી ઘણી શોકાતુર થઇ. તોપણ મનને વિષે ધૈર્ય રાખી વિચાર કરે છે કે સત્યવાન્‌ના પ્રાણને યમ કેવી રીતે લઇ જાય છે તે હું જોઉં.

મરણ પામેલા સ્વામીના શબને ખોળામાં રાખી અંધારી રાત્રને સમયે એકલી બીચારી સાવિત્રી શોક કરતી બેઠી છે. યમના દૂતો સત્યવાન્‌ના પ્રાણ લઇ જવા માટે આવી ચઢ્યા. પરંતુ દૂતો સાધ્વી પતિવ્રતા સ્ત્રીનું વિગ્રહનિઃસૃત§ તેજ જોયાથી સત્યવાન્‌ના પ્રાણને લઇ જવાની વાત તો દૂર રહી પરંતુ તેને અડકી પણ શક્યા નહિ. તેઓએ પાછા જઇ યમરાજાને સવિશેષ નિવેદન કર્યું. યમરાજ પોતે દૂતોને સાથે લઇ ત્યાં આવ્યા. સાવિત્રીએ તેમને જોઇ પુછ્યું, "તમો કોણ છો, અને કયાંથી આવો છો." યમે જવાબ આપ્યો, "હું

* વિલાપ, રોવું. † તુટી ગઈ. ‡ મુવેલો, જેનો પ્રાણ ગયો છે તેવો. § શરીરમાંથી નીકળતું.

યમરાજા છું, તમારા સ્વામીનો કાળ થયો છે, એટલા-માટે એમને લેવા આવ્યો છું.” એ વાત સાંભળીને સાવિત્રી સ્વામીના શબને છોડીને જરા અંતરે ઉભી રહી. યમદૂતો યમરાજાના હુકમથી તેને લઇ જાય છે. સાવિત્રી ઘણી દુઃખી થઇને ઉચ્ચે અવાજે રૂદન કરતી કરતી તેમની પછવાડે પછવાડે જાય છે. યમરાજે તેને કહ્યું, “બેટા, તમે મારી સાથે શામાટે આવો છો? તમારા સ્વામીનો કાળ પૂરો થયો છે, વાસ્તે હું એને લઇ જાઉં છું. તમે ખોટી મમતા છોડી દઇને ઘેર જઇ પોતાના સ્વામીના ઉદ્ધારને અર્થે જે કર્તવ્ય છે તે કરો.”

સાવિત્રીએ ઘણી નમ્રતાથી કહ્યું “મહારાજ, આપે જે કહ્યું તે સર્વ ખરૂં છે. આ સંસાર માયાવાળો છે. ભાઈ બંધુ સ્વામી વગેરે કોઈ પણ હમેશાં જીવતાં રેહે-નાર નથી. કાળેકરી સર્વ મરણને આધીન થશે. પ-રંતુ આપ પોતે ધર્મરાજા છો, આપને અસાધ્ય કંઈજ નથી, એટલામાટે હું પ્રાર્થના કરૂં છું કે આપ સત્યવાન્-ને બદલે મને લઈ જાઓ અને સત્યવાન્‌ને જીવન આપો.” યમરાજે કહ્યું, “પતિવ્રતે! તમારા વાક્યથી હું ખુશ થયો છું, સત્યવાન્‌ના જીવતર સિવાય બીજો જે વર* માગવો હોય તે માગો. સાવિત્રીના મનનો નિશ્ચય હતો કે સ-ત્યવાન્‌ને કદી છોડવો નહિ. યમરાજ હમણા જ્યારે

* વરદાન.

પ્રસન્ન થયા છે ત્યારે મારા પિતાને છોકરો નથી તેનો વંશ લોપ ન થાય એજ પ્રથમ તો પ્રાર્થનીય છે. સાવિત્રીએ પોતાના મનને વિષે આવી રીતનો વિચાર કરી કહ્યું "મહારાજ! જો મારા ઉપર કૃપા કરવા ઈચ્છતા હો તો મારા વગર પુત્રના પિતાને પુત્ર આપીને પિતૃકુલનો ઉદ્ધાર કરો."

યમરાજે સાવિત્રીની પ્રાર્થનાનુસારે અશ્વપતિ રાજાને પુત્ર થવાનું વરદાન આપ્યું, અર્થાત્ કેવી રીતે પુત્ર થશે તેનો માર્ગ કહ્યો. પછી સાવિત્રીને ઘેર જવાનો વળી હુકમ કર્યો ત્યારે સાવિત્રીએ કહ્યું, "મહારાજ, આપની સત્સંગત છોડવી મને બીલકુલ ગમતી નથી. આપની સાથે વાત પ્રસંગથી મારૂં સઘળું દુઃખ વિસારે પડે છે. આપના સિવાય આ ભવસિંધુ પાર થવાનો બીજો કોઇ ઉપાય જોઇ શકતી નથી. એટલામાટે આપનો સંગ છોડવા હું ઇચ્છતી નથી અને તેટલાજમાટે આપની સાથે આવુંછું." યમરાજ સાવિત્રીનાં વાક્ય સાંભળીને ઘણા પ્રસન્ન થયા ને બોલ્યા "સત્યવાન્‌ના જીવતર સિવાય જો તમોને બીજી કંઇ ઇચ્છા હોય તો માગો" તે સાંભળીને સાવિત્રી વિચાર કરવા લાગીઃ સસરો આંધળો છે, જો આ લાગથી તેમનો અંધાપો જતો હોય તો શામાટે ચુકવું? એવો વિચાર કરીને કેહેવા લાગી "મહારાજ! મારા સસરા દમનસેન રાજાનો અંધાપો દૂર કરવાનો

જો કંઇ ઉપાય હોય તો કરો." યમરાજે સાવિત્રીની એ પ્રાર્થના પણ પરિપૂર્ણ કરી અર્થાત્ અંધાપો દૂર કરવાનો ઉપાય કહ્યો. ત્યારપછી ધર્મરાજે સાવિત્રીને કહ્યું, "રાત્ર ઘણી થઇ છે, તમે ઘેર જાઓ."

એવું કહીને યમરાજાએ આગળ ચાલવા માંડ્યું. સાવિત્રી ઘેર ન જતાં તેમની પાછળ પાછળ ચાલી. કેટલુંક ચાલ્યા પછી યમરાજે પાછા ફરીને જોયું તો સાવિત્રી હજુ પોતાની પછવાડે પછવાડે આવેછે, તેથી તેને આવવાને નિષેધ કર્યો. સાવિત્રીએ કહ્યું, "ધર્માવતાર! મને સંસારની વાસના નથી. પતિ એજ નારીનું જીવન અને ભૂષણ છે, એટલામાટે સ્વામીએ જો સંસાર છોડ્યો તો મારે સંસારમાં રેહેવાની શી જરૂર છે? આપ આશિર્વાદ આપો કે ધર્મમાં મારી મતી રહે." ધર્મરાજે નરેંદ્રનંદિનીની* ઘણી વ્યાકુળતા જોઇને વાત્સલ્યભાવથી ઘણીક રીતે સાન્ત્વન કર્યું.

સાવિત્રી યમરાજના કારૂણિક વચનથી ચુપ ન રહેતાં રડતી રડતી સંસાર આશ્રમમાં વિશેષ ઉદાસી દેખાડીને ઘણો વખત સુધી તેમની સાથે વાદવિવાદ કરવા લાગી. સાવિત્રીએ કહ્યું "પૃથિવી માયાવાળી છે, માણસ માયાથી મોહિત થઇને સંસારરૂપ મહાવિપદ સાગરમાં મગ્ન થાય છે અને ભ્રાંતિવાળી પૃથિવીની સર્વ વસ્તુ પોતાની કહેછે. આ

* રાજાને આનંદ આપનારી પુત્રી.

સંસારમાં સૌથી પ્યારી વસ્તુ પતિ છે. તે સિવાયનાં સર્વે સ્વાર્થનાં સગાં છે, કેમકે માયાને લીધે તેઓનેમાટે અધર્મને આશ્રય લેવો પડેછે. પરંતુ છતી આંખે માણસ આંધળો થાય છે. અને એક જાતનો રેસમનો કીડો જેમ પોતાના તંતુથી પોતે બંધાય છે, તે એટલે સુધી કે છેલ્લીવારે તેમાંથી તે નિકળી શકતો નથી, તે પ્રમાણે માણસને આંખ હોવા છતાં પોતાનું સારૂં જોઈ શકતો નથી, અને વિષયરૂપ જાળમાં પોતાને બાંધેછે, તેથી છેલ્લીવારે ઘણું દુઃખ ભોગવે છે. એટલામાટે મેં એકદમ સંસારની વાસના છોડી છે. હું આપની સાથે આવુંછું." યમરાજે આ સર્વ વાક્ય સાંભળી ઘણા આનંદિત થઇને તેનાં ઘણાં વખાણ કરીને બીજું વરદાન આપવા ચાહ્યું. પરંતુ ભૂપાલબાલા કંઈ પણ પ્રાર્થના ન જણાવતાં ઘણો વાર ચુપ રહી. તેની આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી. યમરાજા તે જોઈને દયાર્દ્ર* ચિત્તવાળા થઈને તેને વારંવાર વરદાન માગવાનો હુકમ કરવા લાગ્યા. નૃપનંદિનીએ યમરાજની કૃપા સમજીને સત્યવાનથી પોતાને પેટે એકસો છોકરા થાય એવી પ્રાર્થના કરી.

યમરાજા આ વાતથી ઘણી વિપત્તિમાં પડયા, કેમકે સ્પષ્ટ રીતે સત્યવાનનું જીવન માગ્યું નથી પરંતુ પ્રકારાંતરથી તેનીજ પ્રાર્થના કરી છે. યમરાજા થોડો વખત

* દયાથી ભીંજાયલું—દયા ભર્યું.

ચુપ રહ્યા પછી "તથાસ્તુ" કહીને ચાલતા થયા. સાવિત્રી પણ તેની સાથે જવા લાગી. કેટલેક દૂર ગયા પછી પછવાડે ફરીને યમરાજે જોયું તો સાવિત્રી હજીસુધી સાથે આવેછે, તેથી સાવિત્રીને ઘેર જવાને કહ્યું, ત્યારે સાવિત્રીએ કહ્યું, "પ્રભો ! આપે આજ્ઞા કરી છે કે સત્યવાનથી સો પુત્ર થશે. આપના વાક્યમાં કદી ફેરફ પડનાર નથી, પરંતુ કેવી રીતે મારી આ ઇચ્છા પૂર્ણ થશે તે કહો, તે કહેશો એટલે જઇશ."

યમરાજ લજ્જાયમાન થઇને બોલ્યા "માણસના આયુષ્યનો છેડો આવ્યા પછી તે પાછો જીવતો થતો નથી. પરંતુ તમે પતિવ્રતા છો, હું તમારા ગુણથી અતિશય વશીભૂત થયો છું, એટલામાટે તમારા પાતિવ્રત્યનો બદલો આપુંછું. તમારી એક પ્રાર્થનાથી બે પ્રાર્થના પૂર્ણ થઇ છે. તમારા પતિન હું પુનઃ જીવન આપું છું, અને તમે બંને સુખથી દિવસ ગાળો. જીવતર સુધી આજની (૧૪) ચૌદસની રાત્રિનું વ્રત કરજે. આ રાતમાં જે નારી વ્રત કરશે તે તમારી પેઠે સતી થશે." આ ચૌદસનું નામ સાવિત્રીચતુર્દશી થયું.

સાવિત્રી સ્વામીની પાસે આવી ત્યારે સત્યવાન્ નિદ્રામાંથી જાગ્યા જેવો ઉઠીને બેઠો થયો અને ઘણો અજાયેબ થઇને તેણે સ્ત્રીને કહ્યું, "પ્રિયે, શા કારણથી તમે આટલીવાર સુધી મને જગાડ્યો નહિ. આવી ઘોર અં-

ધારી રાતે તમે એકલાં કેવી રીતે અહિં રહ્યાં. ચાલો હવે આપણે ઘેર જઇએ. નહિ તો વૃદ્ધ માબાપ ચિંતાતુર થઇને આખી રાત દુ:ખ ભોગવશે." સાવિત્રીએ જવાબ આપ્યો "સ્વામીનાથ! ક્ષમા કરો. હમણાં આ જંગલમાંથી ઘેર જવું સારૂ નથી. સિંહ, વાઘ, રીંછ, સુવર વગેરે વિવિધ ફાડીખાનારાં પ્રાણીઓનું ભક્ષ થઇ પડાશે. આટલામાં આપણ બંને એક ઝાડ ઉપર ચઢી રાત કાઢીએ. રાતવિતે આપણે ઘેર જવા નીકળીશું." એ રીતે બંને જણે ઝાડ ઉપર ચઢી તે રાત ગાળી.

પેલી તર્ફ સત્યવાનનાં માબાપ આંધળાની લાકડીરૂપ પુત્ર ન આવ્યાથી વ્યાકુળ થઇ ચિંતા કરવા લાગ્યાં. આ અંધકાર રાત્રિની વેળાએ પુત્ર ક્યાં હશે, શું ખાધું હશે, અને વહુ કદી ઘેરથી નીકળી નથી, તેનું શું થયું હશે? કોઈ કોઈ વેળાએ ચિંતા થતી કે કોઈ ફાડીખાનારા જનાવરે તેઓને મારી તો નહિ નાંખ્યાં હોય! એવી રીતે તરેહવાર ચિંતાથી રાત ગાળી. અરણ્યવાસી ઋષિઓએ તેઓનું નાના પ્રકારથી સાન્ત્વન કર્યું, પણ વ્યર્થ.

સવારના પહોરમાં સત્યવાન્ ફળ મૂળ અને લાકડાંનો ભારો લેઇ પ્રિયતમા ભાર્યાની સાથે પોતાની ઝુપડીમાં આવ્યો. રાજા અને રાજમહિષી તેઓને આવેલાં જોઈને મૃતદેહમાં જીવ આવવાની પેઠે ઘણાં આનંદિત થયાં. રાજરાણીએ પુત્ર અને પુત્રવધૂનું મુખચુંબન કર્યું.

આસપાસના ઋષિ અને ઋષિકન્યા તેઓના આવવાના સમાચાર સાંભળીને ખુશ થયાં અને તેઓને જોવા આવ્યાં. પછી સાવિત્રીએ જે દુર્ઘટના થઇ હતી તે કહી સંભળાવી. તેથી સર્વે ઘણું આશ્ચર્ય પામ્યાં. ત્યારપછી સાવિત્રીની પ્રશંસા કરી તેને આશિર્વાદ આપી ઋષિ-કન્યા પોતપોતાને આશ્રમે ગઇ.

સાવિત્રી ઉપલા શુભ દિવસના સ્મરણને માટે ત્યા-રથી દરવર્ષે એ ચતુર્દશી તિથિનું વ્રત કરવા લાગી. હજુ સુધી સ્ત્રીઓ જ્યેષ્ઠ સુદિ ૧૪ ને દિવસે એ વ્રત કરેછે. એને વટ્સાવિત્રી કહે છે.

યમરાજાના વરદાનના મહાત્મથી સાવિત્રીનો પિતા પુત્રવાન્ થયો અને દમસેન ભૂપતિનો અંધાપો ગયો, અને સાવિત્રીને પેટે ક્રમશઃ બલવાન્ અને બુદ્ધિમાન્ એકસો પુત્ર ઉત્પન્ન થયા. આ સઘળા પુત્રો જ્યારે મોટા થયા ત્યારે સત્યવાને પ્રબળ વીર્યશાલી પુત્રોની મદદથી પિતાનું રાજ્ય પાછું મેળવ્યું અને પતિપરાયણ સાવિત્રીની સાથે પાંચસો વર્ષ રાજ ભોગવ્યું. સાવિ-ત્રીનું કેવી રીતે મરણ નીપજ્યું તે કોઇ પણ ગ્રંથમાં લખ્યું નથી.

---

# બેહુલા.

ઘણા વર્ષની પેહેલાં, નજરને પેલે પાર ગાઢા અંધકારની અંદર એક જ્વલંત મણિનો પ્રકાશ જણાયો હતો; કલ્પનાની અંદર, ઈતિહાસની બહાર, તે ચરિત્ર હમેશાં જણાયું હતું; ગંભીરભાવથી તે જગત્‌ને શીખવેછે કે "મહાનપણું છુપાવી શકાતું નથી. ગમે તો ગાઢા જંગલમાં બેસીને, અથવા કિનારા વગરના સમુદ્રના તરંગમાં તરતાં, મહત્ત્વનું કામ કર્યું હોય તો તે કદી પણ ગવાયા શિવાય રહેતું નથી,–કપડાથી ઢાંકેલી આગની પેઠે, વેગવતી નદીની રેતીથી બાંધેલા પ્રવાહની પેઠે મહત્કર્મ સર્વદા પોતાનો વેગ વધારેછે." બેહુલાએ સેંકડો વર્ષની પૂર્વે જન્મ લીધો હતો; કયી જગાપર, કેવી રીતે તેનું પવિત્ર જીવન પરિસ્ફુરણ થયું હતું તે હાલ ગાઢા અંધકારમાં છુપાયું છે, તોપણ તેના જીવનજ્યોતિનો પ્રકાશ જેટલી જોઈએ તેટલી શક્તિથી નહિ પણ ધીમે ધીમે આજે દુનિયાને પ્રકાશ આપેછે, દુનિયાને મ્હોંએ તેનો મહિમા કેટલાક ફેરફારની સાથે પણ આજે ગવાય છે. પરંતુ ઘણી શોધ કર્યા છતાં પણ બેહુલાનું ખરૂં જીવન ચરિત્ર મળવું ઘણું કઠિન પડયું. ઘણા ફેરફારથી તે જીવન ચરિત્રે બીજો આકાર ધારણ કર્યો છે. આજે દુનિયા તે ઉપાખ્યાનના આકારમાં–ઉપકથાના આકારમાં ખુશી માનેછે, લોકો

વાર્તાની પેઠે દહાડે દહાડે તેને જૂદા જૂદા અલંકારમાં અલંકૃત કરી મૂકેછે. હમે તે નાના અલંકારથી વિભૂષિત, જૂદી હાલતમાં આવેલા ચરિત્રને વિશ્વાસયોગ્ય ચિત્રતરિકે સાધારણમાં ફેલાવવાનો યત્ન કરીએછિએ. ઘનઘોર અંધારામાંથી, વિશૃંખલતાની અંદરથી સંભવિત સત્ય શોધવાને યત્નવાન્ થઈએ છિએ.

બંગાલમાં કહેવામાં આવેછેકે ઘણા વર્ષોની પેહેલાં બંગાલમાં નિછની નગરમાં બેહુલા રહેતી હતી; તે નિછની નગરી બેહુલાની જન્મભૂમિ હતી. હાલ નિછનીનું કંઇ ચિન્હ જણાતું નથી. બેહુલા વાણીઆની છોકરી હતી. એ નિછની નગરમાં સાયવણિકના ઔરસે, અમલા સુંદરીના ગર્ભમાં બેહુલાનો જન્મ થયો. બેહુલાની કુમારી અવસ્થામાં વિશેષ બનાવ બન્યો નહોતો. જુવાનીમાં તેના જીવનનો વિકાશ થયો હતો; તરૂણ ઉમ્મરમાં તે જીવને તરૂણપણુ દેખાડયું હતું.

બેહુલા પરમ સુંદર હતી. કવિ કહે છે કે તેના મ્હોંની જ્યોતિ મનોહારિણી—પુનેમના પૂર્ણચંદ્રની પેઠે મનઃસ્નિગ્ધકારિણી હતી, તેના આરક્તિમ હોઠો વિજળીનો પ્રકાશ દેખાડતા હતા. આંખો ખંજન નયનને અવનતકરી મૂકતી. પરંતુ આજ જગત્ કહેછે કે તેના હૃત્સૌંદર્યની સાથે શરીરના સૌંદર્યની તુલના થાય નહિ; તેના શરીરના સૌન્દર્યથી તે વખતનાજ મા-

ણસોં વિમોહિત થયા હતા એમજ નહિ, પરંતુ આજસુધી જગત્ તેના હૃદ્સૌંદર્યમાં વિમોહિત થઈ રહ્યું છે— તેને દેવી નામથી સંપૂજિતા કરી છે. શરીરની ખુબસુરતી ઘણાકના નસીબમાં હોયછે, પરંતુ હૃદયની ખુબસુરતી ઘણા થોડા માણસો મેળવેછે. દેશ વિશેષમાં, પાણી અને હવાના ગુણથી માણસોની ખુબસુરતીમાં વધારો થાયછે—તે પરમેશ્વરની બનાવટ છે. ઈશ્વરના બીજા પદાર્થની પેઠે શરીરના પતનથી તેનું પતન થાયછે; પરંતુ હૃદયની પવિત્રતાથી બનેલી હૃદયની મહત્તાનો વિકાશ થાયછે, કાલના પરિવર્તનથી પણ તે મહત્તાનો લોપ થતો નથી.

આ પ્રસંગે ચંપકનગર નામની એક બીજી જગાનું વર્ણન જોવામાં આવેછે. ચંપકનગરજ બેહુલા–જીવનની પૂર્ણતા મેળવવાની જગાછે. ચંપકનગરમાં ચાંદસોદાગર નામનો બીજો એક ધનવાન્ વણિક રહેતો હતો. ને ચાંદ સોદાગરના ઔરસે, સનકાસુંદરીને પેટે નખિન્દરનો જન્મ થયો હતો. સૌંદર્યશાલિની બેહુલા આ નખિન્દરની સ્ત્રી થઈ.

બેહુલા–નખિન્દરની સાથે પરણી હતી ખરી, પરંતુ દંપતી વિવાહનું સુખ ભોગવી શકયું નહિ. આનંદદાયક વિવાહમાં શોકનો અવાજ વ્યાપિ રહ્યો; વિવાહ થયા પછી

થોડીવારમાં ફુલશય્યાનો* ઓરડો રડવાની કાલિશથી ક-લંકિત થયો હતો; દુષ્ટ સર્પે મણિ હરણ કરીને અધિ-કારીઓને રડાવ્યા હતા; ચોરના ઝેરી ડંખથી સતી પતિ-વગરની થઈ હતી; બેહુલાના ખોળામાં નખિન્દરના જીવ-નનો સ્રોત કાલસ્રોતની અંદર મળી ગયો હતો. ઘન ઘોર અંધારી રાત્રે જગતે સ્તબ્ધતા મેળવી હતી, ઉંઘેલા નખિન્દરને કાલસર્પે દંશો; સતીની પાસે પતિજીવન લુપ્ત થઈ ગયું. બેહુલાના જીવન ચરિત્રનું માહાત્મ્ય જગ-તમાં પ્રકાશિત થવાનો ઉપયુક્ત માર્ગ મળ્યો.

નખિન્દરને સર્પ દંશવા સંબંધી બંગાલી લોકોમાં એક કાહાણી ચાલેછે, તે કાહાણી અલૌકિક વાતથી પૂ-ર્ણછે; પરંતુ બેહુલાના જીવનના પાતિવ્રત્ય સંબંધિ ઉપક-થાના આકારમાં, તે વાર્તાના પાયાનો થોડોક સંબંધ છે, તેથી તેમાં સંપૂર્ણ અવિશ્વાસ હોવા છતાં પણ તેનો સાર નીચે આપવામાં આવેછે. એમ કહેવામાં આવેછે કે નખિ-ન્દરનો પિતા ચાંદસોદાગર સાકાર વાદીઓના પૂજવા લાયક દેવતાની પૂજા કરતો નહોતો. વિશેષત: સાકાર વાદીઓની પૂજાતી સર્પદેવી મનસાની પૂજા કરવાને બદલે તેને ધિક્કારને પાત્ર ગણતો હતો. ઘણું નુકશાન કર્યા પછી, મનસા દેવી છેલી વારે તેના છોકરા નખિન્દરનો

* બંગાલીઓમાં લગ્ન થાયછે તેને બીજે દિવસ વરકન્યા જે બિછાના તથા ઓરડામાં સુવેછે તેને ફુલશય્યા કહેછે.

નાશ કરી પિતૃમનમાં વ્યથા આપવાને તૈયાર થઈ. "નખિન્દરને ફુલશય્યાના ઓરડામાં સાપના દંશવાથી મરવું પડશે." આવું કહીને મનસાદેવીએ ચાંદ સોદાગરને શાપ આપ્યો. ચાંદ સોદાગરે સર્પના ભયથી ફુલશય્યાનેજ દિવસે છિદ્ર વગરનો લોઢાનો ઓરડો બનાવ્યો હતો; તે લોઢાના ઓરડામાં મછરમાખીને આવવાનું એકપણ છિદ્ર નહોતું. બેહુલા અને નખિન્દર ફુલશય્યારાત્રિએ તે છિદ્ર વિનાના ઓરડામાં સુતાં. સર્વે ધાર્યું કે હવે કંઈ ભીતિ નથી, મછરમાખીને પણ જવાનો માર્ગ નથી તો સર્પ કેવી રીતે નખિન્દરને દંશશે? પરંતુ તે સર્વ વિફલ ગયું! વિધાતાના ચક્રમાં પડીને નખિન્દરના જીવનની રક્ષા થઈ નહિ. અંધારી રાત્રે નખિન્દરને ઘણી ભુખ લાગી; ભુખ લાગેલા નખિન્દરે પોતાની સ્ત્રીની પાસે આકુલ પ્રાણથી ખાવાનું માગ્યું. પરંતુ તે રાત્રે ખાવાનું કયાંથી લાવે? ઓરડામાંથી બહાર નહિ નીકળે તો ખાવાનું લાવવું અસંભવિત હતું; પરંતુ બેહુલા ઓરડામાંથી બહાર કેમ નીકળે? દરવાજો ઉઘાડતાં કાલસર્પ ઓરડામાં પેશીને તેનો નાશ કરી શકે! તેથી બેહુલાએ બહાર નીકળવાની હિંમત કરી નહી. પરંતુ તેમ હોયતો તે પતિની ભુખની કાતરતા કેમ જોઈ શકે? સતી, પતિની વ્યાકુલતા જોઇ શકી નહિ. નખિન્દરને ખાવાનું આપવાને યત્નવાન્ થઈ. ઓરડામાં રસોઇ કરીને તેથી ભુખથી કાતર

સ્વામીના તુષ્ટિસાધનમાં પ્રવૃત્ત થઈ. લાકડાને બદલે પેહે-રવાનાં લુગડાં બાળવાં શરૂ કર્યાં, માંગલિક માટલી રાંધ-વાનું વાસણ થઇ, અને તેમાં માંગલિક ચોખાએ રાંધ-વાના ચોખાનું કામ કર્યું, અને ચકમકથી આગ સળ-ગાવી. ઘણી મેહેનતે રસોઈ તૈયાર થઈ. પરંતુ ઘણી યુક્તિ કર્યા છતાં નખિન્દરના ખાવામાં તે આવી નહિ. બેહુલાએ અતિ શ્રમથી તૈયાર કરેલી રસોઈ જમતા પેહેલાં તેને કાલસર્પે દંશો. રાંધવાની અગ્નિથી ઓરડો કાળો થયો હતો; તે કાળાશના ચિહ્નનમાંથી સૂત્રાકાર સર્પ જોવામાં આવ્યો, અને બેહુલાના પ્રાણનો પ્રાણ અકાલે તે કાલસર્પના દંશવાથી નાશ પામ્યો. આ બનાવ સત્ય છે કે નહિ તે જાણી શકાય નહિ; પરંતુ સંભવત: એ કવિકાહા-ણીની કલ્પના છે, અથવા સાકારવાદીઓની મનસામાહા-ત્મ્યકીર્તનની જલ્પના છે.

ઘરમાં રોવાનો અવાજ થયો. સવારમાં માબાપ મર્મ-ભેદી અવાજથી રોવા લાગ્યાં. પરંતુ બેહુલાનું રોવું જ-લદી બંધ થયું. વિપદ્‌માં રોવું શામાટે? રોવાથી ફલ શું? રોવામાં વખતનો નાશ કર્યાથી વિપદોદ્ધારમાં વિઘ્ન ન-ડશે! ” આવો વિચાર કરીને બેહુલા રોઈ નહિ. બેહુ-લાએ બાલ્યકાલથી સાંભળ્યુ હતું કે, મેહેનતને અસાધ્ય આ જગત્‌માં કંઇજ નથી. તેના મનમાં એ વાત હાલ યાદ આવી. તેણે વિચાર કર્યો કે મેહેનત કર્યાથી એ સર્વ

કામ થઈ શકેછે તો સર્પે દંશેલા મૃતપતિનું જીવન કેમ પાછું જીવતું ન થાય? ઘણા પ્રયાસથી સાવિત્રીસતી મરેલા સ્વામી સત્યવાનને પાછો જીવતો કરી શકી હતી, તો હું મારા મૃત પતિને જીવતો કેમ નહિ કરી શકું? સાવિત્રી પણ માણસ હતી ત્યારે તે જે કરી શકી તે હું કેમ કરી શકીશ નહિ? ધીરે ધીરે તેનો વિચાર વધવા માંડયો; પલે પલે તે વિચારે તેના મર્મસ્થલને સ્પર્શ કર્યો. તેણે નક્કી કર્યું કે "સ્વામીનું જીવન બચાવીશ." પ્રતિજ્ઞા કરી કરી કે "બનશેતો પતિનું જીવન બચાવીશ, નહિતો તેની સાથે મરી જઈશ." જેની કલ્પના કદી પણ કોઈના મનમાં આવી નહોતી, લોકના વિચારમાં જેની કલ્પના કદીપણ આવી નહોતી, તે પ્રતિજ્ઞા નારી બેહુલાએ આજે કરી.

હવે શું થશે? નારીના વાકયની મર્યાદા શું રહેશે?— ઐશ્વરિક નિયમ શું ઉલ્લંઘન થશે? બેહુલાના યત્નથી શું નખિન્દર જીવન મેળવશે? શું એ જીવનજ કાલસમુદ્રજીવનમાં મળશે? ગમે તે હો બેહુલાએ આત્મજીવનના પ્રતિ લક્ષ કર્યું નહિ. કેવળ "પતિનું જીવન બચાવીશ." હમેશાં તેનું લક્ષ તેની તરફ દોડયું. તેણે ઘર છોડયું. પાર્થિવજીવનની માયાપાશ કાપીને પતિ–જીવન બચાવવાને યત્નવાન્ થઈ. તરત લાકડાની એક ન્હાની હોડી વેચાતી લીધી. તે હોડી નદીના પાણીમાં

તરતી કરી, મૃતપતિને ખોળામાં લઈને સતી બેહુલા તેમાં બેઠી; છુટા વાળથી, કંગાલના વેશથી તે હોડીમાં તણાવા લાગી. શાસુશસરાની વાત માની નહિ. મા-બાપ ભાઈ બહેનને માટે કાતર થઇ નહિ. કેવળ પતિ-જીવનના ઉપર લક્ષ રાખીને પતિજ મોક્ષ, પતિજ દેવતા, પતિસેવાજ સ્વર્ગ, એવો વિચાર કરી મૃત પતિને ખો-ળામાં રાખીને હોડીઉપર નદી તરંગમાં તણાતી તણા-તી એક બાજુએ જવા લાગી.

નદીના સ્રોતમાં હોડી જવાલાગી ! રાત્રદિવસનું જ્ઞાન નથી, પ્રકાશ અંધારા ઉપર નજર નથી, ટાઢ ગરમીનું કષ્ટ નથી, હોડી હમેશાં તરંગના મુખમાં ચાલેછે ! દિવ-સના પછી દિવસ જાયછે, રાતના પછી રાત આવેછે, પરંતુ તેની ગતિની નિવૃત્તિ નથી. ગામના પછી ગામ આવેછે, નગરના પછી નગરમાં જાયછે, અને બેહુલા પો-તાની ધારેલી સિદ્ધિનો ઉપાય લોકોની આગળ કહેતી ફરેછે. લોકોને પૃછતી ફરેછે કે, "સાપના દંશથી મૃતને પુનર્જીવિત થવાનો શું કંઈ ઉપાય છે?" લોકો જે જે જવાબ આપેછે તે સારીપેઠે ચિત્ત દઈને સાંભળેછે, અને તેમના કહ્યા પ્રમાણે કામ કરેછે. સાંભળવામાં આવ્યું છે કે હજારો પતિપ્રાણ સતી પતિવિયોગથી મૃતપતિ-દેહને ખોળામાં લઈને જ્વલંત આગમાં જીવન્ત જીવન વિસર્જન કરેછે; ગંભીર શોકના કઠોર દંશથી હજારો

સતી પતીની સાથે સતી થાયછે; પરંતુ આવું કદી પણ સાંભળ્યું નથી!—ફક્ત સાંભળી છે સાવિત્રીની વાત, અને સાંભળી છે માત્ર બેહુલાની કથા. જીવતી બેહુલા અનાહારે, ક્ષુધા તૃષાથી અકાતર, રૂક્ષકેશથી, જીર્ણવેશથી, નદીસ્રોતમાં—તરંગના મુખમાં તણાતી જાયછે. મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે એકવાર જેને મારા જીવનનો આશ્રય સમજું છું, તેજ મારૂં જીવન છે. અને મારૂં શરીર ફક્ત રક્તમાંસપિંડ છે; જીવન ગયાથી રક્તમાંસપિંડસારનું શરીર લઈને શું કરૂં? એક દિવસને માટે પણ જેને "મારો" જાણ્યો છે તેના પ્રાણમાં નિશ્ચયજ મ્હારો પ્રાણ છે. ત્યારે પ્રાણના વિયોગથી શરીર કેટલા દિવસ સુધી રહેશે?—માટીનું શરીર શડીને દુર્ગંધથી માટી થઈ જશે. શું, શડીને જીવન વિનષ્ટ કરીશ? જેના જીવનમાં મારૂં જીવન છે, તે જીવનમાં કદાચિત્ આ જીવન એક જીવન થઈને અનંત શૂન્યમાં મળી જશે, નહિતો આ જીવનવિભિન્નશરીરમાં પાર્થિવજીવન અતિવાહિત કરીશ! જેને મારો કહી શકીછું તે જીવનમાં પણ મારા જીવનથી કદી જૂદાપણું નથી. શરીર માત્ર જૂદું રહ્યું છે, પણ પ્રાણ જૂદો નથી—હૃદય એકજ છે! મોહાન્ધ મનુષ્ય બહારની આંખથી જૂવેછે કે "જગત્‌માં સઘળા ભિન્ન છે." સઘળા જૂદા થઈ શકેછે, પરંતુ જે "મારો" તે મારાથી કદી પણ જૂદો નથી. અને

જ્યારે જૂદો નથી, ત્યારે તે જીવનમાં આ જીવન જશે, તેમાં વળી આશ્ચર્ય શું ?

ધીરે ધીરે દેશમાં રોવું વધ્યું. દિવસવિત્યા પછી કંઇ રોવું ઓછું થવું જોઈએ, પરંતુ બેહુલા-નખિન્દરનો શોક સ-ત્વર ઓછો થયો નહિ. મૃતનો વિચ્છેદ મનુષ્ય વગર-હરકતે સહન કરી શકેછે, પરંતુ જીવતમૃતના સરખા મનુષ્યને જોયાથી માણસના મનમાં ઘણું દુઃખ ઉપજે છે. મૃતપતિને ખોળામાં લઈને બેહુલા નદીના સ્રોત-માં-હોડીમાં બેસીને નિછની નગરમાં માબાપની તરફ ચાલી. બેહુલાનાં માબાપને ખબર થવાથી શોકને લીધે માબાપ અધિરાં બન્યાં હતાં અશ્રુજલથી તેઓનાં હૃદય તણાતાં હતાં; ઉંડા શોકથી, અનાહારે બેહુલાનું જીવન નદીસ્રોતમાં વિલીન થયું હશે કે શું ? તેનો વિચાર કરીને તેનો પિતા સાયવણિક અને માતા અમલાસુંદરી અવસન્ન થઈ પડયાં હતાં. પુત્રસ્નેહે તેઓને કન્યાની શોધમાં દો-ડાવ્યાં. રોતી, છુટાવાળવાળી, શોકાતુરા માએ વિચાર કર્યો કે જો બેહુલા જીવતી હશે તો ઘરમાં પાછી લાવીશ. એવું મનમાં નક્કી કરીને નદીના પ્રવાહની પાછળ મૃત-નખિંદરને ખોળામાં લેઈને બેઠેલી બેહુલાની શોધમાં ગઈ. અને પિતા સાયવણિક પણ પત્નીની પ્રમાણે પુત્રસ્નેહમાં કાતર થઈને પુત્રીની શોધમાં ચાલ્યો.

માતાપિતાની શોધથી બેહુલાની ભાળ મળી. તે-

ઓએ જોયું કે નદીના પ્રવાહમાં એક નાની સરખી હોડીમાં કેટલાક દિવસનું દુર્ગંધ મારતું શબ ખોળામાં લેઈને એક સ્ત્રી ઘેલીનાજેવી બેઠી છે; પ્રથમ તેને જોઈને કહ્યું હતું કે આ નારી સુંદરી કુલની અગ્રણી છે, પરંતુ આ વેળાએ તેને જોઈ તો તેની પૂર્વ મૂર્તિ નથી, સુંદર મૂર્તિએ કાલી મૂર્તિ ધારણ કરીછે, મ્હોંનો દેખાવ નિરાશાના મેઘમાં ઢંકાયલો જોયો, ચેહેરો શુકાયલો, શરીર દુર્બલ, રૂપ લાવણ્ય જતું રહેલું દીઠું ! જાણે તે મરવા પર આવેલી હોયની એવી જોઈ. માબાપ આવો ભયાનક દેખાવ જોઈને ભય પામવા લાગ્યાં—ઉચ્ચસ્વરથી, શોકકારક અવાજથી રડીને બોલ્યાં " બેહુલા ! ઉભી રહે—અમોને મૂકીને કયાં જાય છે ? તું નહિ આવીશ તો અમે કેમ જીવીશું ! પેહેલાં તારાં માબાપને બચાવ, પછી જયાં તારી ઈચ્છા હોય ત્યાં જજે. "

પતિના શોકથી ઉન્મત્ત થયેલી બેહુલાએ માબાપનું રૂદન સાંભળ્યું. પિતામાતાના રડવાથી તેને પણ રડવું આવ્યું ખરૂં; પરંતુ તે પોતાના લક્ષથી ભ્રષ્ટ થઈ નહિ. દીન થઈને ભક્તિપૂર્વક નમ્ર વચનથી માબાપને કહ્યું "મને હવે શામાટે બોલાવોછો? મારા પાપી જીવનનું હવે પ્રયોજન નથી? પતિ જે રસ્તે ગયોછે તે રસ્તે હું પણ જઈશ; અનર્થક રોકશો નહિ. રોકશોતો મારા ધર્મમાં વ્યાઘાત થશે, કીડાથી ભરેલા અનંત નરકમાં કીડાની

પેઠે મારૂં જીવતર જશે. તમે મારો પ્રાણ બચાવવાનો યત્ન કરશો ખરાં, પરંતુ તમે યત્ન કરશો તો શું થશે? એ સર્વનિયંતા "મારૂ જીવન" બચાવે તો હું બચીશ; નહિતો તમે ઘણા પ્રયત્ન કરશો તો પણ મને બચાવી શકશો નહિ. તમે અનર્થક રડીને વ્યાકુલ થશોના. રોવાથી શું થશે? ઈશ્વરની આગળ "મારૂં જીવન" બચાવવાની પ્રાર્થના કરો તો હું જરૂર બચીશ. ઈશ્વરની કૃપાથી પાછી હું તમારી ચરણસેવા કરીશ. ઈશ્વર જો મારી ઉપર કૃપા કરે તો તમે મને મેળવી શકશો; આશિર્વાદ કરો કે ઈશ્વર મારા ઉપર સંતુષ્ટ થાય. તમે મારે માટે ચિંતા કરશો નહિ, હું જીવતી રહીશ તો જલદીથી તમારી પાસે પાછી આવીશ. તમે ઈશ્વરની આગળ મનકર્મવાણીથી મારા આવવાને માટે પ્રાર્થના કરો. તો મને જલદી મેળવી શકશો." આટલી વાત કહેછે તેટલામાં નદીનો સ્રોત વધ્યો તેથી હોડી ઉભી રહી નહિ; માબાપ કન્યાની વધારે વાત સાંભળી શકયાં નહિ. તેથી તેઓ મોટા અવાજથી રોવા લાગ્યાં અને બોલવા લાગ્યાં "કેવી ખરાબી થઈ!" અને છાતી કુટવા લાગ્યાં. થોડી વારમાં હોડી નજરથી દૂર ગઈ. માબાપની નજર બેહુલાની તરફ પોંહોચી નહિ; કન્યાને જોયા છતાં પણ માબાપ તેને મેળવી શકયાં નહિ—તે જીવન પાણીમાં તણાઈ ગયું.

બેહુલાના માબાપ તેના અદર્શનથી અન્તે ઘરમાં પાછાં

આવ્યાં; અશ્રુપૂર્ણ લોચનથી, નિરાશવદનથી નદી કિનારેથી પાછાં ફર્યાં. બેહુલાની હોડી પણ તરતી તરતી તરંગના રંગમાં નાચતી નાચતી ચાલવા લાગી. પિતામાતાનું સ્નેહબંધન તોડી એક માત્ર પતિના જીવન ઉપર લક્ષ રાખીને બેહુલા તણાવા લાગી.

દિવસના પછી દિવસ જાયછે, અને દુઃખના પછી દુઃખ આવેછે. દિવસના પછી દિવસ જવા લાગ્યા, તેમ બેહુલાનેપણ દુઃખના ઉપર દુઃખ આવવા લાગ્યાં. જ્યારે જગદીશ્વર જેના ઉપર અસંતુષ્ટ હોયછે ત્યારે તેના દુઃખની સીમા હોતી નથી. બેહુલાના દુઃખની સીમા આવી નહિ, ઉલટું પળે પળે તેનાં દુઃખ વધવાં લાગ્યાં. બેહુલા તરંગ ઉપર તણાતી જાયછે તે એક માછલાં પકડનારે જોઈ. જેમ અંધારામાં મણિની જ્યોતી નિર્વાણ થતી નથી, હીરો કોયલામાં હોય તોપણ ઓળખાયછે, તેમ બેહુલાનું રૂપસૌન્દર્ય પણ છુપું રહ્યું નહિ. બેહુલાની ખુબસુરતી જોઈને માછલાં પકડનાર કોળીનું હૃદય ચમક્યું, તેની આંખની પાપણ સ્પંદન રહિત થઈ. તેણે બેહુલાની ઓળખાણ પૂછી, મૃત શબ ખોલામાં લઈને તણાવવાનું કારણ જાણવાની ઈચ્છા કરી. બેહુલાએ તેની વાતનો જવાબ આપ્યો. જવાબ સાંભળીને કોળી આશ્ચર્ય પામ્યો, અને બેહુલાની તરફ જોવા લાગ્યો. પરંતુ બેહુલાએ તેની તરફ જોયું નહિ. પોતાની લેહેરમાં, કાન્તના

અનુસરણમાં, નદી સ્રોતમાં તણાતી ચાલી. માછલાં પકડનાર કોળી તેની તરફ આંખ તાકી શકયો નહિ; સૌન્દર્યથી મોહિત થઈને તે બેહુલાને પોતાની બાયડી કરવાની કોશેશ કરવા લાગ્યો. બેહુલાને કહ્યું, " શડેલા મૃતપતિને લઈને તમે કયાં જશો? મરેલો માણસ શું કદી જીવી શકેછે? તમે તેની આશા છોડો. આવો મારી સાથે સુખથી રહો. મારી પાસે રહ્યાથી હું તમારી ઘણી બરદાસ કરીશ. "

પાપી મુખથી પાપની વાત સતીએ કેમ સાંભળી? જે પતિને માટે રાત્રંદિવસ અનાહારથી પાણીમાં ફરતી ફરેછે, " કેવી રીતે પતિનો ઉદ્ધાર થાય? કેવી રીતે નખિન્દરનો જીવ બચે? " આ વિચારના શિવાય જેના મનમાં બીજા વિચારની જગા નહોતી; પિતાની માયા, માતાનો સ્નેહ, સાસુ સસરાનું રોકવું, સખીઓની વિનંતી, જે સતીની પતિ ભક્તિની ન્યૂનતા કલ્પીને સહાયતા કરી શકી નહોતી, તે કેમ સામાન્ય માછલાં પકડનાર કોળીની વાતથી ભૂલે? તેણે ઉપદેશછલથી કોળીને કહ્યુ, " ભાઇ કોળી! એ આશા શા માટે કરેછે? પરસ્રીના અમૂલ્ય સતીત્વ નાશની ઈચ્છા શામાટે કરેછે? એ મોટું પાપ છે! એ પાપની માફી ઈશ્વરની પાસે પણ નથી! તેં શું કોઈની આગળથી સાંભળ્યું નથી કે એ પાપથી જ્વલંત નરકમાં કીડાના ડંખોથી મરવું પડેછે! ભાઈ

એવી આશા કરીશ ના." દુરંત માછલાં પકડનારે તે ઉપદેશ સાંભળ્યો નહિ; વાતમાં હરકત નાખીને બળજોરીથી બેહુલાને આક્રમણ કરવા આવ્યો. અનાથ અબલાના ઉપર દુષ્ટ માછલાં પકડનાર કોળીનો આક્રમણ! કેવી ભયાનક વાત! યાદ આવ્યાથી હૃત્કંપ થાયછે, લોહીનો પ્રવાહ રોકાઈ જાયછે. તરવામાં કુશલ કોળી તરતો બેહુલાને પકડવા નીકળ્યો. પતિવિયોગ-વિધુરા બેહુલા "હરિ રક્ષા કરો" કહીને રોવા લાગી. મુમૂર્ષુના આક્રન્દે દયાળ હરિના કાનમાં પ્રવેશ કર્યો તેથી પાપી માછલાં પકડનાર બેહુલાને આક્રમણ કરી શક્યો નહિ. કલ-નાદિની નદી સંગિનીના દુઃખથી કાતર થઈ. ખોળામાં બેઠેલી સખી બેહુલાના ઉપર દુષ્ટ આક્રમણ કરવા આવ્યોછે તે તેને અસહ્ય થયું, તેણેજ દુષ્ટના આક્રમણમાં અડચણ નાખી. નદીનો સ્રોત પ્રબલ થઈ આવ્યો, તેથી હોડી દોડતી જવા લાગી તેને લીધે માછલાં પકડનારની વાસના પૂર્ણ થઈ નહિ, તરતો બેહુલાને આક્રમણ કરી શક્યો નહિ. મરેલા પતિને ખોળામાં સતી લઈને પોતાના મનથી જવા લાગી. માછલાં પકડનાર કોળી તરવાથી થાકીને પાછો પોતાને મુકામે ગયો. માછલાં પકડનારના હાથથી છુટીને બેહુલાની હોડી પાછી પોતાની ઈચ્છાથી નદી તરંગમાં ચાલવા લાગી. પરંતુ કોઈ રીતે તેના દુઃખનો છેડો આવ્યો નહિ—કો-

ઈ રીતે તે દુઃખ સહનની અવધિ જોઈ શકી નહિ. એક તો ભુખી, ભુખ અને તરસથી તેનું શરીર સુકાયલું-પ્રાણ કંઠાગત, તેમાં વળી નરકજગત્ના નરકના કીડાના ઝેરી ડંખ! એક તો પતિના શોકમાં ઉન્માદિની-બહારના જ્ઞાનથી શૂન્ય, તેમાં વળી પાખંડોના પાપી જુલમ—તેની પોતાની મરજીમાં હરકત નાખવી! બેહુલાનું હૃદય ઘણું વ્યથિત થવા આવ્યું. બેહુલા પાછી વિપદમાં પડી. એક ઘાટ ઉપર તેની હોડી આવી પોંહોચતાંજ બીજી એક રોકાણ થઈ. એ ઘાટ ઉપરથી માણસો પેલે પાર થતા હતા. હોડી ઉપર બેઠેલી બેહુલાને જોઈને પારના એક ખારવાએ જાળના યોગે હોડી પકડી. આ વેળાએ બેહુલા ઘણી વિપત્તિમાં પડી, આ વેળાએ પાછી સતીના અમૂલ્ય સતીત્વની રક્ષા થવી મુશ્કેલ જોઈને તે રોવા લાગી. તેણે ખારવાને પિતૃસંબોધનથી કરૂણાજનક રડીને કહ્યું "ખારવા! તમે મારા પિતા છો, હું તમારી કન્યા છું. પિતા થઈને કન્યાની રક્ષા કરો! અનંત નરકમાં કન્યાને ડુબાવશો ના. કન્યાના પ્રતિ દુષ્ટાભિલાષ કર્યાથી મહાપાપ થશે;-ને પાપથી વંશ રહેશે નહિ, તમે ધ્વંસ થઈ જશો, તમે હમેશાં જ્વલંત આગમાં બળશો." પરંતુ દુષ્ટ ખારવો બેહુલાની વાત સમજ્યો નહિ. પિતૃસંબોધનથી કરૂણાજનક રડવાથી તેનું પાપી હૃદય પીગળ્યું નહિ. તે દંભની સાથે કહેવા લાગ્યો.

"હું તને છોડીશ નહિ, કયો મૂર્ખ મણિ હાથમાં મેળવી ને પાણીમાં નાખી દે! તને હું ઘણી સુખમાં રાખીશ, મારી પાસે પૈસાની ખોટ નથી, મારા ઘરમાં અનાજનું કષ્ટ નથી. હું તને અતિ યત્નથી પાળીશ, ઘરના કામકાજમાં કષ્ટ સહન કરવું પડશે નહિ, દાસ દાસી રાખીને હમેશાં તારી સેવા કરાવીશ. શા માટે તું આવું કષ્ટ સહન કરીને પાણીમાં ફરતી ફરેછે! શડી ગયલું શરીર નાખી દઈને મારી સાથે આવ." ખારવાની વાતથી બેહુલાનું હૃદય સ્તંભિત થયું; હવે બચવું મુશ્કેલ જણાયું; પરંતુ તે નિરૂત્સાહ થઈ નહિ; મનમાં ને મનમાં વિચાર કર્યો કે "ખારવાના હાથથી છુટવાની બીજી તદબીર કરી જોઉં. ખારવાને વિનંતિ સ્તુતિ કર્યાથી એના હૃદયમાં દયાનો સંચાર થવાનો સંભવ છે. જો વિનંતિ અને સ્તુતિ કર્યાથી પણ ખારવો મને નહિ છોડે તો મારાં નસીબનો અહિંજ છેડો લાવીશ, પતિને ખોળે લઈને પાણીમાં કુદી પડીશ.

પછી બેહુલા ખારવાને કહેવા લાગી, "મને અનર્થક કષ્ટ આપશો ના! મારા પ્રતિ તમારી દુરાશા કદી મટશે નહિ, હું અર્થની કંગાલ છું—સેવાની ભિખારી નથી; હું જેની ભિખારી છું, તેને નહિ મળ્યાથી કોઈ રીતે જીવન રાખીશ નહિ, તમે ઘણી કોશેશ કરશો તોપણ મારાથી

તમારી કોઈ પણ અભિલાષા પૂર્ણ થશે નહિ. જો પાણીમાં રહેત તો હું બીજા બે દિવસ બચત પરંતુ તમે જુલમ કરશો તો મારા જીવનનો આજેજ અંત આવશે-હું કોઈ રીતે પાપીજીવન રાખીશ નહિ. આજે હું મરીશ તો કંઈપણ નુકસાની થનાર નથી; પરંતુ એટલુંજ મનમાં દુઃખ રહેશે કે મારી આશા પૂર્ણ થઈ નહિ, હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકી નહિ—જેની માયાથી સર્વની માયા છોડી હતી તેના અનુસરણમા જીવન દાન કરી નહિ શકયાથી અંતે જુલમ-ખોરના હાથથી મારી ગઈ પરંતુ તમારી પાસે મારૂં છેલ્લું માગવું એ છે કે અબલાના જીવનનો નાશ કરશો નહિ. તમારી આશા સિદ્ધ થશે નહિ. તેથી જુલમ ગુજારીને એક માણસનું જીવન નષ્ટ કરવાની હિંમત કરશો ના.”

આ વાત સાંભળીને સખ્ત હૈડાના ખારવાનું હૃદય પીગલ્યું, પથ્થરના જેવા મજબુત હૃદયે આંખના પાણીથી કોમલપણું મેળવ્યું. દુરંત ખારવાએ બેહુલાની હોડી છોડી દીધી, અને બોલ્યો “ આટલું સુખ તારા નસીબમાં કેમ બનશે ? જા તું ચંડાલિની પેઠે ડુબી મરી જા !” બેહુલાનું રોવું બંધ થયું; તેના હૃદયમાં આશાનો સંચાર થયો; જુલમખોરના હાથથી છુટકારો થયલો જોઇને તેના મનમાં આવ્યું કે દુરંત યમના હાથથી પણ છુટી છું તો પતિ જીવનની નિષ્કૃતિ પામી શકીશ. ધીરે ધીરે હોડી ત્યાંથી નીકળીને ચાલવા લાગી.

દિવસ જવાની તૈયારી કરેછે. પશ્ચિમ આકાશમાં લાલરંગથી હસ્તે ચેહેરે સૂર્ય જગત્માંથી જાયછે; સંગિની પાસે શાંતિ સુખમાં થાક દૂર કરશે તેથી તેનું હસવું શોભતું નથી. તેના પગ નીચે પતિ ખોળામાં રાખીને બેહુલા રૂવેછે, તેના ઉપર તેની નજર પડી નહિ, તે પોતાના મનમાં હસતો હસતો ચાલ્યો ગયો. તે રડ્યો નહિ, પરંતુ બેહુલાના દુઃખથી જગત્ રડ્યું; જગત્નાં આંસુ બેહુલાના દુઃખથી અનિવાર્ય થયાં—જગતનું હસતુ મ્હો રડવાથી કાળું થયું. પરંતુ બેહુલાનું નસીબ ઘણુંજ ખરાબ હતું! તેના ઉપર જગત્ની સહાનુભૂતિ કામ આવી નહિ; ઉલટું બેહુલાને નુકશાનકારક થઈ પડ્યું. ધર્મવીર પ્રહ્લાદ, પોતાના પિતા હિરણ્યકશિપુના પાપી હૃદયમાં હરિ–પ્રેમ–સુધા નાખવા ગયો હતો, પરંતુ તેની વાસના પૂર્ણ થઈ નહિ—હરિ-પ્રેમામૃત આપવાને બદલે તેને પિતાનુ મરણ જોવું પડયું હતું; દુર્યોધનના દુઃખમાં સહાનુભૂતિ દેખાડવા જતાં, પંચ પાંડવને બદલે તેના વંશની અવલંબનની લાકડી અશ્વત્થામાના હાથથી ભગ્ન થઈ હતી—સુખને બદલે દુર્યોધનના હૃદયમાં ઉંડા દુઃખનો આવિર્ભાવ કર્યો હતો. જગત્ની સહાનુભૂતિ બેહુલાના પ્રતિ પણ તેવીજ થઈ. સંધ્યા થતાંજ જગતે ભયંકર મૂર્તિ ધારણ કરી, બેહુલાને સહાનુભૂતિ દેખાડવા જતાં તે મૂર્તિ બેહુલાને ભય આપવા

લાગી. આકાશમાં મેઘનો ઉદય થયો, રાતનો અંધકાર વધારે ઘનઘોર થયો, વાદળની ગર્જનાએ તથા જોરથી પડતા વરસાદે તરંગ રંગમાં તણાતી બેહુલાને મુઝાવી નાખી. બેહુલા એક તો અંધારામાં પાણીની ઉપર હતી, તેમાં વળી આવી ભયાનક વૃષ્ટિ પડતી હતી, શરીર ઉપર પ્રલયંકર પાણીની ધારા પડતી હતી, આ સપાસનાં જંગલોમાં ફાડી ખાનારાં જનાવરોના અવાજ સંભળાતા હતા તેથી પ્રાણ જવાની તૈયારીમાં હતો. તેમણે બિચારી બેહુલાને ઘણી સંકુચિત કરી મૂકી— તેની સિદ્ધિ સાધનના માર્ગમાં તે કાંટા જેવાં ઉભા રહ્યાં. પરંતુ બેહુલાનું હૃદય તેથી વિચલિત થયું નહિ. તેણે વિચાર કર્યો કે " મૃત્યુજ મનુષ્યના જીવનનો અંત છે. જે કામ કરવામાં પ્રવૃત્ત થઈછું તે પૂર્ણ થાય અથવા મારો અંત આવે. હું જ્યાંસુધી જીવતી છું ત્યાંસુધી તેનો છેડો લાવીશ, છેડો લાવ્યા શિવાય હું પાછી ફ-રીશ નહિ. એકવાર જે પ્રતિજ્ઞા કરીને ઘેરથી નીકળી છું તે પ્રતિજ્ઞા જરૂર હું પાર પાડીશ. પાર પાડતાં મરીશ તો કંઇ ફકર નહિ, નહિ તો " જીવન-જીવન પામીશ ". આસ્તે આસ્તે તોફાન જોરથી આવ્યું અને વરસાદ જોરથી પડવા લાગ્યો. પળ પળમાં ને-ત્રવિમોહનકારી વિજળીના પ્રકાશે તથા વરસાદમાં પડતા કરાએ બેહુલાને ઘણી યાતના આપવા માંડી. તથાપિ

બેહુલા લક્ષ્યથી ભ્રષ્ટ થઈ નહિ, " પતિને નહિ બચાવતાં કદી ઘેર પાછી જઈશ નહિ;" આવો વિચાર કરીને તે નિઃસ્તબ્ધ રહી.

આખી રાત વરસાદ પડયો, મુશળધારે વરસાદ બેહુલાના માથા ઉપર પડયાથી તેનું શરીર નિર્જીવ, નિસ્પન્દ થઈ ગયું. આવી ભયાનક રાતની વેળાએ નદીના કિનારા ઉપર એક બે ગામ જોવામાં આવ્યાં હતાં, માણસ વગરની એક બે સામાન્ય ઝુપડી પણ બેહુલાને દેખાઈ હતી; પરંતુ બેહુલા જીવનની માયાથી, કષ્ટની લાઘવતાને માટે, ભયાનક શિલાવૃષ્ટિના હાથથી છુટવાને માટે, હોડીમાંથી ઉતરી થોડી શાંતિ મેળવવાની આશાથી કે કિનારે ઉતર્યાથી મનનું પરિવર્તન થાય એવું જાણીને તે હોડીમાંથી ઉતરી નહિ. ધીરે ધીરે રાત ગઈ અને સવાર થયું, વરસાદ પણ બંધ થયો. પરંતુ બેહુલાની હોડી ઉભી રહી નહિ.

આટલાથી પણ બેહુલાની વિપદ ઓછી થઈ નહિ; જગત્માં સર્વ વસ્તુનું પરિવર્તન થાયછે, પરંતુ બેહુલાના જીવનનું કંઈ પણ પરિવર્તન થયું નહિ. તેને વિપદના ઉપર વિપદ આવવા લાગી. રાતના દુરંત નૈસર્ગિક જુલમના પછી પણ તેને વળી વિપદના હાથમાં જવું પડયું. બેહુલા નદીના કાંઠા ઉપરનાં સ્ત્રીપુરૂષોને પૂછતી હતી કે તમે સાપના ડંખેલા મુડદાને જીવન દા-

નોપયોગી કોઈ ઔષધ મને શું કહી શકશો ? જો કહેશો તો હું હમેશાંને માટે આપની દાસી થઈ રહીશ." મુમૂર્ષુની આ ક્ષીણ કંઠોચ્ચારિત અસ્ફુટ વાણી, નદીના પાણીમાં કંઠજલસુધી ઉભેલા દેવપૂજનમાં લાગેલા એક વૈદ્યના કાનમાં પોંહોચી-મધુર વાણી વૈદ્યના કાનમાં સુધાધારાની પેઠે વરસવા લાગી. વૈદ્યનું જપ તપ જતું રહ્યું-બંધ થયેલાં નેત્ર ઉઘાડાં થયાં. વૈદ્ય બેહુલાને કહેવા લાગ્યો "તમે જો આ મુડદાને ઘાટ ઉપર મૂકી મારા ઘરમાં આવીને કેટલાક દિવસ રહો તો હું આ મુડદાને બચાવી સકીશ." ઘાટ ઉપરના બીજા માણસોએ વિચાર કર્યો કે "વૈદ્યરાજ, ખરેખર સાપે ડંખેલા મુડદાને જીવાડશે." પરંતુ બેહુલાના મનમાં બીજી રીતના ભાવનો ઉદય થયો. વૈદ્યના ચેહેરા ઉપરનાં ચિન્હ અને વાતચીતથી તેને ઓળખી લીધો. બેહુલા વૈદ્યને ઘેર જવાને રાજી થઇ નહિ; તેથી વૈદ્યરાજને કહેવા લાગી "મહારાજ! ખોળા ઉપરનું પુતળું ખોળા ઉપરજ રાખીશ, જ્યાં સુધી મારો પ્રાણ છે ત્યાં સુધી તેને દૂર કરીશ નહિ. આપને જો મારા રોવા ઉપર દયા આવતી હોય તો આપ કૃપા કરી મને હોડી ઉપરથી નહિ ઉઠાડતાં મારા પ્રાણદાનનો ઉપાય કરો." દુષ્ટ વૈદ્યની વાસના ભિન્ન હતી, કલ્પના જૂદી હતી. તેણે બેહુલાને ઉત્તર આપ્યો; "તમે પાણીમાં તરતાં જઈ શકશો નહિ. તમે

આત્મહત્યા કરવાને તૈયાર થયાંછો, તેથી તમને હું છો-ડીશ નહિ; આત્મહત્યા કરવાની ઈચ્છા રાખનાર દુષ્ટોને રાજદ્વારે દંડિત કરવા ઉચિત છે. એટલામાટે તમે જો મારી સાથે મારા ઘરમાં નહિ આવશો તો તમને પક-ડીને હમણાને હમણા રાજદ્વારમાં મોકલીશ."

બેહુલા આ દુરંત દુષ્ટાચરણથી ડરી નહિ. તેને ગર્વની સાથે કહેવા લાગી "વૈદ્યરાજ! સામાન્ય રાજભયથી અથવા ચોરના ભયથી મારૂં હૃદય ડરતું નથી; પ્રાણ ઉપર, માન ઉપર અથવા વિખ્યાતિ ઉપર મારી સ્પૃ-હા નથી કે હું પ્રાણનાશના ડરથી, માનની ઉચ્છેદ આ-શંકાથી કે ગૌરવની હીનતાથી ડરૂં." ઉપલી વાતથી વૈદ્યરાજનો ક્રોધ વધ્યો, તે જલદીથી બેહુલાને બંદીવાન કરીને પાપવૃત્તિ સાધનમાં ઉત્સુક થઈ પડયો—તરતો બેહુલાની હોડી પકડવા ગયો. તેથી બેહુલા રોવા લાગી, અને ન્હાવા આવેલા ઘાટ ઉપરના માણસોને કહેવા લાગી "તમે મારા માબાપ છો. દુષ્ટના હાથથી મારી રક્ષા કરો—આ અભાગિનીને પ્રાણ બચાવવાને યત્નવાન થાઓ." ઘાટ ઉપર સઘળા માણસોએ બેહુલાનું રોવું સાંભળ્યું, બેહુલાના અનુસરણકારી દુષ્ટ વૈદ્યની વાસ-નામાં હરકત નાખી. બેહુલાની હોડી, જીવનની છેલ્લી હરકત અતિક્રમ કરીને પાછી નદીની તરફ પોતાના મ-નથી ચાલવા લાગી.

છેલ્લી હરકત અતિક્રમ કરી બેહુલાની હોડી એક બે ગામ રસ્તામાં છોડયા પછી પુણ્યમયી ગંગાના પવિત્ર જલમાં ગઇ. ભાગીરથીના પુણ્યપાણીથી બેહુલાના પવિત્ર જીવનની મર્યાદાની રક્ષા થઈ—તેના તમસાચ્છન્ન અદૃષ્ટાકાશમાં રવિનો પ્રકાશ થવા લાગ્યો. જેને માટે તેણે અનાહારે, અનિદ્રામાં, કોઇ વેળાએ અધોમુખે, કોઈ વેલાએ ઊર્ધ્વ બાહુ થઇને પરમ પિતાની આગળ હમેશાં પોતાનું દુઃખ પ્રકાશ કર્યું હતું તેના–તે પ્રાણ પતિના જીવન પ્રાપ્ત કરવાનો કાંટાવાલો માર્ગ સ્વચ્છ થતો આવ્યો. બેહુલાએ જોયું કે જગત્માં યત્નનું ફલ છે અને જગતે જોયું કે બેહુલાના પ્રાણમાં સ્વર્ગીય જ્યોતિ છે; બેહુલાને અમૂલ્ય મણિ લાભ થયો અને જગતે સતીત્વનું દૃષ્ટાંત તથા પતિભક્તિની હદ મેળવ્યાં. ધીરે ધીરે બેહુલાની હોડી ત્રિવેણી સંગમ ઉપર આવી. પવિત્ર સ્થલ પવિત્રાત્માની પૂર્ણતા મેલવવાને મદદગાર થયું. તેની વાસના પૂર્ણ થવાનો સંપૂર્ણ સુયોગ આવ્યો.

પ્રયાગના કિનારા ઉપર એક ધોબણ કપડાં ધોતી હતી. બેહુલાએ પેહેલાંની પેઠે તે ધોબણને પોતાની મર્મની વ્યથા જણાવી, મુમૂર્ષુના આસન્ન–કાલોચિત અસ્ફુટ વાક્યથી ધોબણનું હૃદય વ્યથિત થયું—તેના વ્યથિત હૃદયમાં એક સ્મૃતિનું ચિન્હપાત થયું. તેથી તે બેહુલાને કહેવા લાગી. “મા! તમે ડરશો નહિ. દયાલ

ઇશ્વર વ્યાધિની ઉત્પત્તિની સાથે ઔષધ પણ બનાવી રાખેછે; આપણે અજ્ઞ હોવાથી તેની ઓલખ લઈ શકતા નથી. પરંતુ સાપના ડંખસામે પ્રાણદાનમાં ઉપયોગી ઔષધ આ જગત્‌માં છે; મારો શેઠ તે ઔષધ સારી પેઠે જાણેછે. તમે અહિં થોડો કાલ ઉભાં રહો. હું જલદીથી ઔષધ લઈ આવુંછું." આ વેળાએ બેહુલાને થોડીક આશા આવી, ધીરે ધીરે તેના નૈરાશ્યાંધકારાવૃત મણિમય વદન ઉપરથી અંધકાર દૂર થયો અને તેમાં પ્રકાશની જ્યોતિ દીસવા લાગી. બેહુલાએ ધોબણને કહ્યું કે, "તમે જો કૃપા કરીને મારો પ્રાણ બચાવો તો હું ગુરૂની પેઠે—માની પેઠે–તમારી સેવા કરીશ."

જલદીથી ધોબણ પોતાના પ્રભુની પાસેથી ઔષધ લઇને આવી. પછી ઔષધ આપ્યાથી શું બન્યું તે હવે કહેવું પડશે નહિ. ક્ષુદ્ર માનવ સામાન્ય વિકારથી રોગીના જીવનમાં હતાશ્વાસ થઈ જાયછે; સેંકડો મરવા પડેલા રોગીઓનાં શરીર નિરાશાને લીધે અચિકિત્સાથી મરી જાયછે; જીવન હોવા છતા પણ ભ્રમાંધ મનુષ્ય વેહેમમાં પડીને હજારો જીવન્ત જીવન પાણીમાં નાખી દે છે; આ ઔષધના પ્રયોગે જગતને તેજ દેખાડચું. જગતને આ દેખાવથી અનંત કાલને માટે શિક્ષણ મળ્યું કે "જગત્ કોઇ કામમાં પણ નિરાશ થવાવાળું નથી. પાર્થિવ વિષય તો સામાન્ય છે. એક મનથી આરાધના કર્યાથી સ્વ-

ગેનું સ્વર્ગીય જીવન પણ મલવું અસંભવ નથી." પરંતુ ખેદનો વિષય એટલોજ છે કે ભોળું મન વધારે દિવસ આ વાતને યાદ રાખી શકતું નથી, તે સ્વર્ગી દૃશ્યના અન્તર્ધ્યાનમાં હૃદયનો સ્વર્ગીય ઉપદેશ ભૂલી જાયછે; બેહુલાના જીવનની સાથે જગત્ અજાયબ થયું.

બેહુલાનો પ્રાણનાથ નખિન્દર જીવતો થયો; તેની ભયાનક કર્મવેદના જતી રહી; બેહુલાએ જેને માટે આશ્રિત આશ્રમ ત્યાગ કર્યો હતો; પિતા માતા ભાઈ બંધુની માયાને છિન્ન ભિન્ન કરી શકી હતી, અનાહારે અનિદ્રાથી જેના કારણ રાત્રંદિવસ નદીના તરંગમાં તણાતી હતી; તે આશા પૂર્ણ થઈ—બેહુલાના પ્રાણનો નખિન્દર જીવતો થયો. યત્નના ગુણથી શડેલું મુડદુ જીવતું થયું—અબલાનું શૌર્ય અસાધ્ય-સાધન સાધિત થઇ ગયું. બેહુલા અને નખિન્દર ધોબણના ચરણમાં નમ્યાં; ગુરૂ કહીને—જન્મદાત્રી મા કહીને બેહુલા-નખિન્દર તેની સેવા કરવા લાગ્યાં. પરંતુ દયાવતી ધોબણ તેઓનું કષ્ટ હવે જોઇ શકી નહિ; તેથી બેહુલા નખિન્દરને પાછાં જવાને વિનંતિ કરવા લાગી. બેહુલા-નખિન્દરે એકદમ તેની વાત સાંભલી નહિ, "પ્રાણદાત્રી માની સેવામાં જીવન અતિવાહિત કરીશું." એમ કહીને ધોબણની આ-ગળથી જવાને તેઓએ અસ્વીકાર કર્યું. ધોબણે તેઓની વાત સાંભળી નહિ, વિનંતિ પર વિનંતિ કરી તેઓને

ઘેર જવાને કહ્યું. લાચારીથી બેહુલા-નખિન્દર પોતાના ઘર તરફ જવા પેહેલાં પ્રાણદાત્રી માના ચરણમાં નત થઈને નૌકા ઉપર બેશીને ઘર તરફ જવા લાગ્યાં.

કેટલાક દિવસમાં બેહુલા-નખિન્દર ઘેર આવ્યાં. નિછની નગરમાં ફરીથી રડવું શરૂ થયું; પિતા સાહ વણિક, માતા અમલા સુંદરી પાછાં રડવા લાગ્યાં; પરંતુ થોડા દિવસ પેહેલાં તેઓ જે રડયાં હતાં, તે રડવાથી આ જૂદું હતું. તે રૂદને અત્યુષ્ણ પાણીના વિષમ દહનથી તેઓનાં હૃદય દહન કર્યાં હતાં, અને આ રોવાથી શીતલ પાણીમાં તે હૃદ્દાહ નિર્વાણ થયું, અશાંતિપૂર્ણ હૃદય શાંતિનું નિકેતન થવા આવ્યું. પહેલા રૂદને નૈરાશ્યવ્યંજક કાલિમામાં પ્રાણ મન આવૃત રાખ્યું હતું, અને આ રૂદને તે કાલિમાનો ઉચ્છેદ કરીને પ્રાણ મનને આશા પૂર્ણ સ્વર્ગીય જ્યોતિ આપવા માંડયું. પેહેલા રોવાની સાથે ધ્વનિત થયું હતું " બેહુલા અમોને છોડીને કયાં જાયછે ! " અને આ રૂદનનો ધ્વની નીરવ, તથા વિસ્મય કરવાવાળો હતો. બેહુલા પિતામાતાના ચરણમાં અવનત થઈ; પોતાની માનવ કલ્પનાથી બહારની કાહણી ટૂંકામાં માબાપને કહી ત્યાર પછી તેઓ અથક નગરમાં નખિન્દરનાં માબાપને ત્યાં ગયા ત્યાં પણ તેવોજ બનાવ બન્યો.

તે કાહણી સાંભળીને જગત્ વિસ્મિત થયું; મૃત નખિન્દરને પાછો જીવતો જોઇને બ્રહ્માંડ કંપાયમાન થયું.

# મીરાંબાઇ.

મીરાંબાઈએ ઈશ્વરભક્તિ અને ઈશ્વર પ્રેમમાં નિમગ્ન થઈને જેવું કઠોર વ્રત પાળ્યું છે, સર્વ પ્રકારના ભોગ-સુખમાં અભાવ દેખાડીને જેવા એકાગ્ર ચિત્તથી પોતાના ધર્મ દેવતાના ગુણ ગાયા છે, અબલાજાતિમાં તેવો તપ-સ્વિધર્મ ઘણોખરો દેખાતો નથી. નીચે લખેલું વૃત્તાંત વાંચ્યાથી તેની ઇશ્વરવિષે નિષ્ઠા અને ભક્તિ જણાશે.

મીરાંબાઈ મેરતા નામના રાજપૂતાનાના એક ન્હાના રાજ્યની એક રાઠોડ વંશના રાજાની કન્યા હતી. મેવાડના રાણા કુંભની સાથે તેનો વિવાહ થયો હતો. કુંભ ૧૪૧૯ ઇસવીસનમાં મેવાડની ગાદીએ બેઠો હતો. મીરાં અયોગ્ય માણસની સાથે લગ્નમાં બંધાઈ નહોતી. સાહસ, પરાક્રમ અને પ્રજાપાલનની ચતુરાઇમાં કુંભ મેવાડના ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. કુંભે આશરે પચાસ વર્ષ મેવાડની ગાદીઉપર રહીને ઘણાંક સારાં કામ કર્યાં હતાં. તેણે અસામાન્ય પરાક્રમ અને અસામાન્ય સારા અંતઃકરણથી તે વખતના ઘણાક રાજાઓને પોતાને આધીન કર્યા હતા. ખિલજી વંશના અંતથી કેટલાંક મુસલમાની રાજ્ય દિલ્લીની આધીનતા છોડીને પોતે સ્વતંત્ર થઇ પડયાં. એઓમાંના માળવા અને ગુજરાતના સુબા એકઠા થઇને રાણા કુંભના વિરૂદ્ધ લડવાને

તૈયાર થયા. ૧૪૪૦ ઈસવીસનમાં માળવાના વિસ્તીર્ણ મેદાનમાં બંને પક્ષવચ્ચે મોટું યુદ્ધ થયું. કુંભ એક લાખ સૈન્ય અને ચઉદશો હાથી લઇને લડાઇમાં ઉતર્યો અને ઘણું પરાક્રમ દેખાડી શત્રુઓને સંપૂર્ણ હરાવીને પોતાની રાજધાની ચિતોડમાં પાછો ગયો. એ યુદ્ધમાં માળવાનો અધિપતિ કુંભનો બંદીવાન થયો. કુંભે હારેલા શત્રુના ઉપર ક્રૂરપણું દેખાડચું નહિ. તે વીરધર્મ અને વીરપદ્ધતિમાં પ્રવૃત્ત હતો. વિજયના પ્રસાદરૂપ લાભની આશાથી તેણે યુદ્ધ કર્યું હતું. તેથી જય મેળવીને તેણે વીરધર્મનું અપમાન કર્યું નહિ તેમજ વીરપદ્ધતિની મોટાઇને કલંક લગાડચું નહિ. કુંભે માળવાના અધિપતિને ઘણું ધન આપીને છોડી મેલ્યો. આ ક્રમથી કુંભનું, એક તરફથી જેવું વીરપણું જાહેર થયું છે તેમ બીજી તરફથી સજ્જનતા અને ઉદારપણું પ્રસિદ્ધ થયું છે.

કુંભે મેવાડમાં ઘણાક જયસ્તંભ અને કેટલાક પર્વતઉપર કિલ્લા બનાવ્યા છે. મેવાડની રક્ષા કરવાને માટે જે ચોરાણું કીલ્લા બનાવવામાં આવ્યા છે તેમાંથી ચોશઠ રાણા કુંભના કરાવેલા છે. કુંભમિર (હાલનું નામ કમલમિયર) રાણા કુંભનો અતિ ઉત્તમ કીર્તિસ્તંભ છે. આ કિલ્લો શત્રુઓથી અભેદ્ય તરીકે ઘણો કાળ રાજસ્થાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. રાણા કુંભના ગુણની મોટાઇ કેવળ એ સઘળાં કામમાંજ પૂરી થતી નથી; સુ-

કવિ અને સુવિદ્વાન્ જાણીને પણ તેની ખ્યાતિ આજે ચોતરફ ફેલાઇ છે. કુંભે બંગીય-કવિ-કુલ શિરોમણિ જયદેવનાં રચેલ ગીતગોવિંદની એક ટીકા તૈયાર કરી છે, પરંતુ એ ટીકા હાલ ઘણું કરીને મળતી નથી. મીરાંબાઈ કેવા સૌભાગ્ય-નરના આશ્રયમાં સોપાણી હતી, તે જણાવવાને માટે આ સુયોદ્ધા સુરાજા અને સુંવિદ્વાનના સંબંધમાં આટલી વાત લખવી પડી. મીરાંબાઇ પતિના આ સૌભાગ્યસુખનો કેટલો ભાગ ભોગવતી હતી તે હવે લખવામાં આવે છે.*

ભક્તિ હૃદયની સંજીવની શક્તિ છે. જો એક પળ પણ

* પ્રતાપ નાટકના રચનાર ગણપતરામ રાજારામ ભટ્ટ પોતાના પ્રતાપ નાટકને ૧૬ મે પાને નીચે પ્રમાણે નોટ આપીને લખે છે કે "મીરાંબાઇ એ કુંભારાણાની રાણી હતી એમ ટૉડ સાહેબના ઇતિહાસમાં નોંધાએલું છે, * * પણ ઉદયપુરના રાજકવિ શામલદાસજીએ હાલ પાકો શોધ રાણાજીની સહાયતાથી ચલાવી નવો એક મહાન ઇતિહાસ રચવા માંડયો છે તેમાં આ ભૂલ લાગી છે. * * મીરાં સાંગા રાણાના પુત્ર ભોજરાજજીની પવિત્ર પત્ની હતી, જે કુંવર પદે હતા તેવામાંજ કૈલાસવાસી થયા હતા. તે મેડતાના ઠાકોર વીરમદેવની પુત્રી, અને અકબર સામે ચિતોડનો રણરંગ શોભાવનાર જયમલની બેન હતી." પરંતુ જ્યાંસુધી તે ઇતિહાસ બહાર ન પડે અને જ્યાંસુધી તે પુરવાર ન થાય ત્યાંસુધી કુંભની પત્ની છે એવું માનવાનાં કારણો છે.

ભક્તિનું કામ મંદ થાય તો હૃદય કરમાયેલ અને ખરી પડેલા ફૂલના પ્રમાણે શોભા રહિત થઇ જાય છે. ભક્તિ નિત્ય ઉર્ધ્વગામિની (ઉંચી જનારી) છે. ગતિમાં એ કલ્પનાને પણ નીચી પાડેછે. જેનું હૃદય સર્વદા ભક્તિરસમાં બુડેલું રહેછે તે માનવ હોવા છતાં પણ દેવલોકનું પવિત્રતમ સુખ ભોગવેછે, અને મનુષ્ય હોવા છતાં દેવતાઓને ભોગવવા જોગ અમૃતનો રસ ચાખેછે. પૃથ્વીમાં જે કંઈ સુંદર છે, જે કંઈ પ્રીતિકારક છે, તે સઘળાં એક સૂત્રમાં ગંઠાઈને નિત્ય તેની સેવા કરેછે. ભક્તિ કદિ પણ કોઈ જાતના પૃથ્વીના મેલમાં મેલી થતી નથી. એ પાણીની નદી પ્રમાણે નિત્ય સ્વચ્છ છે, સુખ આપનારી છે, અને જીવનને વધારનારી છે. ખરેખરી ભક્તિવાળાં માણસ કદિ પણ નીચપણાના અથવા હીનપણાના કીચડમાં પડતાં નથી. તેઓનું હૃદય સર્વદા નિર્મળ રહેછે. તે પ્રભાતકમળની મનોહર માધુરી જોઈને જેમ આનંદ પામી સુખી થાય છે તેમ અનંત જડ જગતની અનંત શક્તિનો વિકાશ જોઇને પણ આનંદ પામી સુખી થાય છે. મોજાવાળા સાગરનો ભયંકર દેખાવ, ચંચલ વીજળીનો અપૂર્વ પ્રકાશ, ઊંચા પર્વતોના ગંભીર દેખાવ, દિશાઓને બાળતો દાવાનલ, પ્રલયકાળનો ઝંઝા વાયુ ઇત્યાદિમાં તેનું હૃદય તે અનંત શક્તિના અનંત પ્રવાહની સાથે મળી જાય છે. તે સં-

સારી હોવા છતાં પણ યોગી છે, માનવ હોવા છતાં પણ સ્વર્ગવાસી છે અને સંસારસમુદ્રનો પરપોટો હોવા છતાં પણ મોટી શક્તિનો અદ્વિતીય ધરાવનાર છે. આ નાશવાળા જગતમાં કોઈની સાથે તેની તુલના સંભવતી નથી.

યથાર્થ ભક્તિ એવી પવિત્ર અને વર્ણવી ન શકાય તેવી છે. યથાર્થ ભક્તિમાનનું હૃદય હંમેશ ઉચી સ્થિતિમાં રહે છે. ભક્તિ અનેક વિષયની તરફ થાય છે, એમાંથી દેવતાની તરફ જે ભક્તિ થાય છે, તેનેજ માટે મીરાંબાઈ સઘળાઓની આગળ શ્રદ્ધા અને પ્રીતિ પામીછે અને પામેછે. દેવભક્તિ અપૂર્ણને પરિપૂર્ણ અને અસુન્દરને સુંદર કરી શોભાવેછે. માણસ આ જડ જગતમાં ન્હાનો સરખો જીવ છે. દરેક પળે એના નાશવાન્ શરીરનું સ્થિરપણું નાશ પામેછે. પાણીનાં મોજાં જેમ ઉંચાં થઇને પાણીના ગર્ભમાં લય પામે છે, વીજળી જેમ મુહૂર્તમાત્ર ઝબકારો કરીને નવજલધરના સમૂહમાં લોપાઈ જાય છે, નાશ થનારૂં મનુષ્યશરીર પણ તેમજ આ નાશ થનારા જગતમાં થોડો કાળ લીલા કરીને કાળના અનંત પ્રવાહમાં લય થાય છે. એનો વિચાર કરીને ભક્તિના આશ્રયથી સહજમાં મનુષ્ય પરિપૂર્ણ સચ્ચિદાનંદ પરમાત્મામાં એકાગ્ર ચિત્ત થાય છે. દેખવામાં આવતા સંસારનાં અસ્થિરપણાનો અને પોતાના શરીરના નાશવાનપણાનો વિચાર કરીને માણસ પોતાની મેળે

અનંત શક્તિમાન દેવનો આશ્રય લે છે, અને આ દેવભક્તિના બલથી સત્‌ચિત્ત આનંદનો સ્વાદ મેળવેછે. કોઈ શિખવતો નથી, કોઈ કેહેતો નથી, તથાપિ આ ભક્તિ માણસને પોતાના ઈષ્ટ દેવના સ્વરૂપમાં નિયુક્ત કરી દેછે. એટલા વાસ્તે સાધના બલવાળી છે અને એ વાસ્તેજ તપશ્ચર્યા મોટી છે. નદી જેમ સાગરની તરફ અવિરામ ગતિથી વેહેતી જાય છે તે પ્રમાણે ભક્તિના પ્રબલ વેગથી સાધના અને તપશ્ચર્યા પણ સર્વ શક્તિમાન્ ઈશ્વરની તરપ્ર વહેછે. કોઈ પણ એ સીમાવગરની ભક્તિની ગતિનો અટકાવ કરવામાં સમર્થ થતો નથી. જે શક્તિમાં અસીમ છે, દયામાં અસીમ છે, પરિમાણમાં અસીમ છે, તેને મેળવવા માટે અસીમ ભક્તિનો પ્રવાહ જ્યારે વીજળીના વેગને પણ હસી કાઢીને દોડેછે ત્યારે સંકીર્ણશક્તિ, સંકીર્ણ બુદ્ધિ અને સંકીર્ણ સીમાવાળું સામાન્ય માનવ કોઈ રીતે તે પ્રવાહને પોતાની શક્તિને આધીન કરી શકતુ નથી. એવી જગા ઉપર માનવી શક્તિ પોતાની મેળે સંકુચિત થઈ જાય છે, અને કાચબાના પ્રમાણે પોતે પોતાને છુપાવે છે.

મીરાંબાઈએ આ દેવભક્તિના બલમાં અચલ રહીને વિષયસુખનો ત્યાગ કર્યો હતો. વિધાતાએ તેને સર્વ પ્રકારથી ગુણસંપન્ન અને સર્વ પ્રકારની સંપત્તિનું અધિપતિપણું આપ્યું હતું, તથાપિ મીરાંના ભાગ્યમાં ભોગ-

સુખ હતું નહિ. મીરાં અત્યંત વિષ્ણુ-ભક્તિપરાયણ હતી. તે પતિને ઘેર જઈને પરમ વૈષ્ણવી થઈ પડી, અને મન સ્થિર રાખી ભક્તિપરાયણ થઈને રણછોડ નામની આરાધ્ય કૃષ્ણમૂર્તિની આરાધનામાં પ્રવૃત્ત થઈ. પરંતુ એક તરફ તેના સ્વામીના બીજા કુટુંબીઓ શક્તિ-ઉપાસક હતા તેથી પોતાના સ્વામિના ઘરમાં જવા પછી થોડાવખતમાં મીરાંની સાથે તેની સાસુનો ધર્મ-વિષયમાં મોટો વિવાદ આરંભ થયો. મીરાંની સાસુ-એ મીરાંને વિષ્ણુની ઉપાસનાથી વિરક્ત અને શક્તિની ઉપાસનામાં પ્રવૃત્ત કરવાની ઘણી મેહેનત કરી. પરંતુ તેની મેહેનત કંઈ પણ ફળી નહિ. મીરાંએ ભક્તિના પ્રવાહમાં દેહ ઝોકાવ્યું હતું. રાજમાતા તે પ્રવાહને રોકવાને સમર્થ થઈ નહિ. એ વાસ્તે રાજમાતાએ મીરાંને ઘરમાંથી કહાડી મૂકી. મીરાં ઘરમાંથી નીકળી ખરી, પરંતુ ભક્તિથી ખશી નહિ. તેણે જે દીક્ષા લીધી હતી તેને દૃઢ ભક્તિયોગથી પાળવા લાગી. જણાય છે કે રાણા કુંભે મીરાંને રેહેવાને માટે જુદી જગા અને ખાવાપીવાને માટે કંઈ રકમ ઠરાવી આપી હતી. ચાહે તેમ હો. મીરાં સ્વામી-ને ઘેરથી દૂર થઈને રણછોડજીની આરાધનામાં તત્પર થઈ. અનેક નિરાશ્રય વૈરાગી તેના આશ્રયમાં રેહેવા લાગ્યા. મીરાં એવી રીતે નિરાશ્રયની આશ્રય આપનારી થઈને દયા-ધર્મ-પરાયણ તપસ્વિનીના પ્રમાણે કાળ કાઢવા લાગી.

કેટલાક દિવસ ગયા પછી મીરાંબાઈ મથુરાં અને દ્વારકામાં તીર્થ કરવા ગઈ. કેહેવાય છે કે મીરાં જે વખતે દ્વારકામાં હતી તે વેળાએ રાણાએ પોતાના અધિકારમાં રેહેનારા વૈષ્ણવોઉપર જુલમ કરવાનો આરંભ કર્યો હતો. કેટલાક બ્રાહ્મણોને આ વખતે મીરાંને લાવવા વાસ્તે દ્વારકામાં મોકલ્યા હતા. મીરાંએ દ્વારકામાંથી નીકળવાની પેહેલાં પોતાના આરાધ્ય દેવની આગળ આજ્ઞા લેવાને વાસ્તે મંદિરમાં જઈને ઉપાસના આરંભી. ઉપાસના સમાપ્ત થઈ રહ્યાથી કૃષ્ણ-મૂર્તિના બે ભાગ થયા અને મીરાંએ તેમાં પ્રવેશ કર્યો એટલે પેહેલાના પ્રમાણે બંધ થઈ ગઈ. ત્યારથી મીરાંબાઈ નિરંતરને માટે નરલોકમાંથી અદૃશ્ય થઈ ગઈ. હમણાંસુધી મેવાડમાં રણછોડજી નામની કૃષ્ણમૂર્તિની સાથે મીરાંબાઈની પૂજા થાય છે. સાધારણ રીતે કહે છે કે આ પૂજા રણછોડજીની એકાગ્ર ભક્તિથી મીરાંજ મૂર્તિમાં અદૃશ્ય થઈ ગઈ તેનું સ્મરણ રેહેવા માટે છે, શિવાય બીજું કંઈ કારણ નથી.

મીરાંબાઈનું બાળપણથી લઈને મરણ સુધીનું જીવનચરિત્ર કંઈ મળતું નથી. તેના જીવનચરિત્રસંબંધી ઘણુંકરીને સઘળા બનાવ હાલ ઉપકથામાં રહેલા છે. મીરાં પરમ સુંદરી હતી. સૌન્દર્યમાં તે વેળાએ ઘણું કરીને કોઇ તેના જેવી ન હોતી, પરંતુ તેનામાં બહા-

રના સૌન્દર્યના કરતાં અંતરનું સૌન્દર્ય અધિક હતું. તેનો જેટલો પરિચય મળ્યો છે, તેઉપરથી સ્પષ્ટ માલમ પડે છે જે એનામાં ઈશ્વર-ભક્તિ, ઈશ્વર-પ્રેમ અને સ્વાર્થત્યાગનાં અસાધારણ ચિન્હ હતાં. મીરાંએ દેવ-ભક્તિને માટે અતુલ રાજસુખ અને ભોગ-વિલાસમાં ઉપેક્ષા દેખાડી હતી. એને માટે તેને કંઈ પણ મનમાં ક્ષોભ થયો નહિ. દઢ સાધના અને દઢ તપશ્ચર્યામાં તેનું હૃદય હમેશાં પ્રફુલ્લ રહેતું. મીરાંબાઈના અદૃશ્ય થવાનો બનાવ જોઇએ તો કલ્પનામાત્ર અથવા અવિશ્વાસ યોગ્ય ગણો, તથાપિ એનાથી તેની ભક્તિની સાધનાનો ઘડો મળેછે. ખરી રીતે મીરાંબાઈ પોતાની સાધનાથી ઘણે અંશે સિદ્ધ થઈ હતી, તેના વિષે સંદેહ નથી. આ સાધના અને તપશ્ચર્યાને વાસ્તે તે ઘણાકો પાસે દેવીભાવથી પૂજા પામતી આવેછે.

મીરાંબાઈ કવિતા કરતી. જેના હૃદયમાં ભક્તિપ્રવાહ વહ્યાં કરેછે તેની નસોમાં કવિતાની શક્તિ સહજ ઉત્પન્ન થાય છે. પવિત્ર ભક્તિના મહિમાથી મીરાંની કવિંતા પણ પાણીના પ્રવાહ પ્રમાણે અવિરલ ધારામાં નીકળતી હતી. મીરાબાઈનાં કરેલાં પદો ઘણા આદરની સાથે વંચાય છે. કોઇ કોઇ ધર્મસંપ્રદાયની ઉપાસનાની પદ્ધતિમાં તેનાં રચેલાં ઘણાંક સંગીત ગવાય છે. રચનાની ચતુરાઈ સિવાય મીરાંબાઈ સંગીતશાસ્ત્રમાં

પણ સારી પેઠે નિપુણ હતી. કેહેવાય છે કે અતિ પ્રસિદ્ધ મુગલ બાદશાહ અકબર મીરાંબાઈની અસામાન્ય સંગીતશક્તિનું વર્ણન સાંભળીને પ્રસિદ્ધ સંગીત જાણનાર તાનસેનને સાથે લઇને તેની આગળ ગયો હતો, અને તેના કોમલ કંઠથી નીકળેલું મધુર ગાન સાંભળીને સંતોષ પામ્યો હતો. જણાય છે કે કોઇ ગ્રંથકારે મીરાંબાઈને અકબર શાહની વખતમાં થયેલી જાણીને લખ્યું છે તે ઉપરથી એવું બોલાય છે, પરંતુ આ કેંહેલું ખરૂં લાગતું નથી.

મીરાંબાઈ નામનો એક જુદો ધર્મસંપ્રદાય વર્તમાન છે. આ સંપ્રદાયના વૈષ્ણવો મીરાંબાઈ અને તેના ઈષ્ટદેવ રણછોડજીને શ્રદ્ધાથી ભજેછે.

## કરમેતી બાઇ.

દક્ષિણ દેશમાં ખાન્ડલ ગામમાં એક રાજા હતો, તેના પુરોહિતનું નામ પરશુરામ હતું. પરશુરામ પંડિતની કન્યાનું નામ કરમેતિબાઇ હતું. રાજા અને પુરોહિત પરમ વૈષ્ણવ હતા. પેહેલાં વૈષ્ણવો સ્ત્રીને અને કન્યાને વિદ્યા શીખવાડતા; લખવા વાંચવાનો અભ્યાસ કરીને ધર્મના ગ્રથ વાંચે એવો તેઓનો મુખ્ય ઉદ્દેશ હતો. કરમેતિ અલ્પ વયમાંજ વિદ્યાવાળી થઈ. વિદ્યા શીખવા સાથે વૈષ્ણવધર્મમાં તેને અતિ શ્રદ્ધા થઇ.

પરશુરામ પંડિતે વિદ્યાવાળી સાધ્વી કન્યાનું સત્પાત્ર જોઇને દાન કર્યું પણ કરમેતિબાઈને સંસાર વહાલો ન લાગવાથી અને ઈશ્વરભક્તિ સાચી છે એવું માનવાથી પતિને ઘેર જવાને તેને જરા પણ મન થયું નહિ. કરમેતિનો એવો વ્યવહાર જોઇને સર્વ આશ્ચર્ય પામ્યાં. તે એકાંતમાં બેસીને ઈષ્ટદેવતાનું ચિંતન કરતી, ઘેલીની પેઠે કદી હસતી, કદી રડતી, અને કદી તો ઊંચે સ્વરે 'હે નાથ!' એમ બોલીને કંપી ઉઠતી. કૃષ્ણભક્તિરૂપ કલ્પલતાથી પોતે સજડ બંધાઈ ગઇ, તેને લીધે તે નિરંતર તે વિના બીજા કશામાં અર્થ કે ઉમંગ દેખાડતી ન હોતી.

એવી રીતે કેટલાક દિવસ ગયા પછી ધણીને ઘેરથી આણું આવ્યું ત્યારે સાસરે જવાને સારૂ કરમેતિને સમજાવવા લાગ્યા પણ કરમેતિને સંસાર ગમતોજ ન હોતો તેથી તે 'સાસરે જવાથી કુસંગ થશે, વિષયરૂપી ચોર મારાં નિર્મલ મન-બુદ્ધિને હરણ કરશે, મારો કૃષ્ણભક્તિરૂપ સ્પર્શમણિ હારી જઇશ, તો પછી હું શું કરીશ?' એવા વિચાર તેના મનમાં ઘોળાયાં કરવાથી તેણે સાસરે જવા ચોખી ના પાડી. છેવટ સર્વેનો અતિશય આગ્રહ જોઇને અને કોઈ રસ્તો સુઝ ન પડવાથી છુપી રીતે વૃન્દાવનમાં નાસી જઇને રેહેવાનું તેણે નક્કી કર્યું.

એવો નિશ્ચય કરીને કરમેતિ મનના અનુરાગથી એક

દિવસ લાગ જોઈને ઘરમાંથી બહાર નીકળી. વૃન્દાવનના તરફ ચાલવા માંડયું. સવારે પરશુરામ પંડિતે ઘરમાં દીકરી ન દેખવાથી ચોતરફ શોધ કર્યો. લોકધર્મના ભયથી પરશુરામને નીચું જોવા જેવું થયું તેથી રાજાની આગળ જઇને કહ્યું કે 'મહારાજ! મારાં નાક-કાન કપાયાં છે, કેમ કે મારી કન્યા રાતની મળતી નથી, પછી મનના દુઃખથી જંગલમાં ગઈ કે પાણીમાં ડુબી મરી તે કાંઈ હું જાણતો નથી.' રાજાએ તે સાંભળીને હૃદયમાં ઘણો ખેદ પામી કરમેતિનો શોધ કરવાને માટે ચારે બાજુ માણસો દોડાવ્યાં. કરમેતિએ દૂરથી પોતાને શોધવા માટે માણસો આવતાં જોઈ ઉજડ વગડામાં છુપાવા શિવાય બીજો ઉપાય કોઈ સુઝયો નહિ તેથી એક મરેલો ઊંટ પડેલો હતો તેના પેટ પછવાડે જઈને ભરાઈ બેઠી. ઉંટમાંથી દુર્ગંધ નીકળતી હતી તેથી તેની આગળ કોઈ પણ આવ્યું નહિ. કરમેતિએ કૃષ્ણના કીર્તનરૂપ અમૃતરસથી મગ્ન ત્યાં ત્રણ દિવસ અપવાસી ગુજાર્યા. ચોથે દિવસે રહી ગંગામાં સ્નાન કરીને શુદ્ધ થઈ. પછી ઘણા કષ્ટથી ચાલતી ચાલતી વૃન્દાવનમાં પોહોચી. તેની વૃન્દાવન જોવાની ઘણા દિવસની ઈચ્છા પરિપૂર્ણ થઈ તેથી અતિ આનંદે બ્રહ્મકુંડના કાંઠા ઉપરના ઘોર અરણ્યમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતી બેઠી.

પરશુરામ પંડિત કન્યાથી વિખુટો પડતાં શોકાતુર હ્દદયથી શોધ કરતો કરતો વૃન્દાવનમાં ગયો. સારી પેઠે વનમાં શોધ કર્યો પરંતુ એકદમ કરમેતિનો પત્તો લાગ્યો નહિ. એક દિવસ એક ઊંચા ઝાડ ઉપર ચઢીને ચોતરફ જોવા લાગ્યો તો એકદમ બ્રહ્મકુંડના તીર ઉપરના ગાઢ વનમાં દીકરીને દીઠી. ઝાડ ઉપરથી ઉતરીને સંગીઓને સાથે લઈને દીકરી પાસે ગયો. ત્યાં જઇને જુવે છે તો કરમેતિ ઈશ્વરધ્યાનમાં લાગેલી હતી. કંઇ પણ બહારનું જ્ઞાન તેને હતું નહી. તેની ઇશ્વર પ્રત્યે આવી દઢ વૃત્તિ જોઇને પરશુરામનું હ્દદય ચકિત થયું તે વેળાએ કરમેતિ પોતાની કન્યા છે એવો ભાવ તજી દઈ તેને પોતે પ્રણામ કર્યા.

થોડો વખત થયા પછી કરમેતિએ નેત્ર ઉઘાડયાં. સામે પિતાને જોઈને પ્રણામ કરીને નીચું મોઢું કર્યું. પરશુરામે ઘણો વિનય બતાવીને કહ્યું કે " બેન ! ઘેર ચાલો. વગડામાં વસવાનું પ્રયોજન શું? ઘરમાં બેસીને ઈશ્વરભજન કરો. તમે મારા ઘરની શોભા છો. તમને જોઇને હું અમૃત-સાગરમાં નાહ્યા જેવો શાંત થયો છું." આ સાંભળી કરમેતિ બોલી કે, " પિતાજી ! મારી એટલી સ્તુતિ કેમ કરો છો? ભક્તિરૂપ સિંધુના આનંદરૂપ તરંગમાં મારૂં મન બુડચું છે તે હવે ઉઠી શકીશ નહિ. મારા શરીરને લઈ જવાનું શું કારણ છે? એવો

આગ્રહ કરશો નહિ. મારી આશા છોડીને ઘેર જાઓ. જે માણસ મૃત્યુ સમાન થયું છે તેને વાસ્તે આશા કેમ ધરાવો છો ? આપ ઘેર જઇને કૃષ્ણસેવા કરો. મારા વિયોગથી દુઃખરૂપી ઝેર ન પીતાં કૃષ્ણપ્રેમામૃત પીજો. તેનાથી બહુ સુખી થશો, ને દિવસે દિવસ તમારા આનંદની વૃદ્ધિ થશે.” એટલી વાત બોલીને કરમેતિ પાછી ધ્યાનાવસ્થિત થઇ. પરશુરામ કન્યાનો ભાવ જોઇને તેને હજારો ધન્યવાદ આપીને પોતાને ધિક્કાર આપવા લાગ્યો. પછી તેણે ઇશ્વર સ્મરણ કરી ઘરનો રસ્તો લીધો. ઘેર આવીને સર્વ વાત રાજાને કહી. રાજા તે સાંભળી કરમેતિને જોવાને માટે વૃન્દાવનમાં ગયો. ત્યાં જઇને જુવે છે તો તે બાઇ યમુનાના કિનારા ઉપર બેસીને કૃષ્ણનું નામ ગાતી હતી. રાજાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. કરમેતિએ પણ રાજાને પ્રણામ કર્યા. રાજાએ તે બાઇને રેહેવાને વાસ્તે બ્રહ્મકુંડને તીરે એક ઝુપડી બનાવવાનું કહ્યું પણ બાઇએ કહ્યું કે જમીન ખોદવાથી ઘણા જીવની હિંસા થશે એટલામાટે એવું કામ કરવું નહિ. તોપણ રાજાએ અનેક વિનય અને આગ્રહ કરીને એક પાકી ઝુપડી બનાવી આપી. તે ઝુપડીનું ચિન્હ આજ પણ છે. કરમેતિબાઇએ બહુ દિનસુધી ફળ-મૂળ ખાઈને ત્યાં તપશ્ચર્યા કરીને સંસાર ખોટો છે, એમાં લુબ્ધ થવાથી તારણ મળતું નથી, વળી સંસારી સુખ કરતાં ઈશ્વ-

રભક્તિનો આનંદ અધિક છે એવું જગતને દેખાડી આપ્યું. આવી બાઈને ધન્ય છે. આ જગતની મોહજાળમાં લુબ્ધ થઈ સ્વાર્થ સાધવા જેઓ અનેક પ્રકારના પ્રપંચ આચરેછે, તેમને આ બાઇનું દૃષ્ટાંત બોધદાયક થઇ પડશે એમાં સંશય નથી. જીવનનું સાર્થક મોક્ષ છે.

## વૈષ્ણવ નંદિની.

ચૈતન્ય-પ્રવર્તિત વૈષ્ણવ ધર્મનો પ્રભાવ એક વેળાએ બહુ આશ્ચર્યકારક હતો, તેમાં સંદેહ નથી. મોટા અધમ-પુરૂષો પણ એ ધર્મની દીક્ષા લઈ સાધુ થઈ મહાન-પણાને પામ્યા હતા. વળી એ ધર્મમાં ઘણીક સ્ત્રીઓએ પ્રવૃત્ત થઈને ઘણાં ઘર, ગામ તથા નગરોને વૈષ્ણવ ધર્મ-કાંત કરી મૂક્યાં હતાં. અમે એ પંથના ભક્તમાળા ગ્રંથમાંથી એક વૈષ્ણવનંદિની સ્ત્રીભક્તનું ઉપાખ્યાન વર્ણન કરીએ છીએ. એ દૃષ્ટાંતથી ધર્મના પ્રતિ સ્ત્રીજાતિની અસાધારણ નિષ્ઠા અને સ્વામી ઉપર સ્ત્રીસંગિનીનો આશ્ચર્ય પ્રભાવ જાહેર થશે. વર્ણનમાં કોઈ વાત કુસંસ્કારવાળી જણાય તો તેની વાંચનારાએ ક્ષમા કરવી.

જમાલપુરમાં દેવકીનંદન નામનો એક પૈસાદાર માણસ રેહેતો હતો. તે કાટોયાના નવાબી ફોજદારના હાથ નીચે કામ કરતો હતો. તે વામાચારી શક્તિ

ઉપાસક હતો અને સર્વ શરીરમાં લાલ ચંદનાદિ લગાડીને ભૈરવનો આકાર ધારણ કરતો હતો અને સાથે લાલ જભો તથા ત્રાંબાના શંખ વગેરેથી ભૈરવની પણ પૂજા કરતો હતો. હમેશાં એક મોટા હાથીદાંતના પાટલા ઉપર બેસીને યમુનાના પાણીથી સ્નાન કરીને સંધ્યાવંદનાદિ કરતો હતો. દેવકીનંદનની પેહેલી બાયડી એક છોકરાને મુકીને મરી ગઈ હતી તેથી તેણે એક વૈષ્ણવની કન્યા સાથે ફરીથી લગ્ન કર્યું હતું. એ વૈષ્ણવ આચાર્ય અદ્વૈત પ્રભુનો શિષ્ય હતો. તેની કન્યા બાપના ઘરમાં પિતૃધર્મની મંત્રદીક્ષા પામી હતી અને ભક્તિમતી તથા સદાચારી થઈને એક તરફ જેવી ધર્મનિષ્ઠાની ઓળખાણ આપતી હતી તેવીજ બીજી તરફ લખવા વાંચવા અને ગ્રંથ વિચારમાં અલૌકિક પારદર્શિતા દેખાડતી હતી. તે સાધુ સંગ મેળવવાની સર્વદા અભિલાષા રાખતી અને કૃષ્ણપ્રેમમાંજ મનને આનંદ આપવાને સર્વદા કોશેશ કરતી. લગ્ન પછી તે સ્વામી-ગૃહમાં આવીને જુએ છે તો ત્યાં સર્વ ઉલટો ભાવ—શ્વશુરાલયના સર્વ લોક તમોગુણથી તેણે પૂર્ણ જોયા. તેમનો સ્વભાવ પ્રચંડ, આહાર મદ્યમાંસ અને ભોજનની રીત યોગિની ચક્ર*. વૈષ્ણવ કન્યા આ સર્વ

* તાંત્રિક સાધનને માટે સ્ત્રીપુરૂષ એકત્ર થઈને જે "મંડળ" કરેછે તે.

જોઈને ચકિત થઈ અને મનમાં કહેવા લાગી. આ મારા સસરાનું ઘર! હાય! વિધાતાના કેવા લેખ! અરે કોણ જાણે માબાપે કેટલું ધન લઈને મને આવા પાપમાં ફસાવી છે? મારા કયા અપરાધથી કૃષ્ણ મારા ઉપર એટલો નિર્દય થયો? મારી હવે શી વલે થશે? એવું રૂદન ભરેલું બોલી મનમાં પ્રતિજ્ઞા કરી કે મારો પ્રાણ જાય તો પણ અપ્રિય અને અખાદ્યને અડકીશ નહિ, પિતાના ઘરમાં જે કૃષ્ણભક્તિનિધિ લાભ કર્યો છે તે ખોઈશ નહિ. એ વખતે ઝેર ખાઈ પ્રાણ પરિત્યાગ કરવો પણ આવા પાપાલયમાં રહેવું નહિ એવું એના મનમાં થયું પરંતુ આત્મહત્યા મહા પાપ છે, કૃષ્ણ આત્મઘાતીના ઉપર દયા કરતો નથી, એવા સુબુદ્ધ વિચારથી આત્મહત્યા કરવાથી હાથ ઉઠાવ્યો પણ હવે કરવું શું? જાતે અબળા, નાસવાનો રસ્તો ક્યાં? અનાહારથી તો કાળ ગાળવો. પણ આગળ પગલાં કેમ લેવાં એ ન સુઝવાથી રૂદન કરવા લાગી. હવે ઘરમાં ભોજન વેળા થઈ. સાસુ નણંદ ખાવાને માટે બોલાવવા આવ્યાં. પણ તે ગઇ નહિ અને રડચાં કીધું. સાસુ જાણે કે પોતાની માના અદર્શનથી રડતી હશે. તેથી તે અને ઘરમાંનાં સર્વે એને સમજાવવા લાગ્યાં. પરંતુ તે કોઈ રીતે સમજી નહિ. છેલ્લે તેઓએ અનેક યત્ન પછી તેના મનની ઇચ્છા વિષે તેને પૂછ્યું ત્યારે તેણે

ડસકે ડસકે આંસુ પાડતાં કહ્યું જો મને ખવરાવવું હોય તો બીજા વાસણમાં થોડા ચોખા આપો અને મારી દાસી પાણી લાવશે, હું મારે હાથે રાંધીને ખાઇશ. એમ નહિ થાય તો હું ખાઇશ નહિ, પ્રાણ છોડીશ." આસપાસ રેહેનારી બાયડીઓ મશ્કરી કરી કહેવા લાગી. "શા વાસ્તે ખાશો નહિ? એ શું ભંગી છે?" કોઇએ કહ્યું એ વૈષ્ણવની કન્યા છે. શાક્તનું અન્ન શું એ ખાનારી છે? સાસુનણંદને વહુ ભાભી ઉપર તિરસ્કાર છુટ્યો. પરંતુ વખતે ઘરમાં સ્ત્રીહત્યા થાય એ ડરથી વહુના કહેવા પ્રમાણે યોજના કરી આપી. કન્યાએ પોતે અન્ન રાંધ્યું. કૃષ્ણને નિવેદ દેખડાવીને પછી પ્રસાદ લીધો. રોજ એવી રીતે કરે અને રાત્રિ એકાંતમાં પોતાના સ્વામીને વૈષ્ણવ થવાને વિનંતિ કરે. પણ તેનો સ્વામી તેની વાતને માને નહિ અને ચીરડાઇને કહે "તું સ્વામિની ગુરૂ? પત્ની ગુરૂ કેમ થાય? શું ધણી પોતાની સ્ત્રીનું કહ્યું કરે? તેણે વૈષ્ણવ ધર્મનો બોધ રસિક કથામાં પોતાના સ્વામીને કરવો જારી રાખ્યો. ક્રમે કરી એના સ્વામીને એની વાતો ખરી લાગવા માંડી અને આવી સ્ત્રીના સંસર્ગથી તેનો તમોભાવ દૂર થતો ચાલ્યો. પોતાની સ્ત્રીની આસ્થા, ભક્તિ, અને રીતિ ચરિત્ર જોઈ તે મનમાં ને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. થોડા દિવસ પછી તેના છોકરા-

નું મરણ નિપજ્યું. તેથી સ્વામી શોકથી વ્યાકુલ થઇ રોવા લાગ્યો. સ્વામીને રડતો જોઇને સ્ત્રીએ કહ્યું. "હવે શા વાસ્તે રૂવો છો? રોવા કુટવાથી શું ફલ થશે? જે માણસ શ્રીકૃષ્ણથી વિમુખ થાય છે તેની એવી ગતિ થાયછે. રોગ શોક મૃત્યુ ભોગવવુંજ પડશે. કૃષ્ણના દાસને એ સર્વ ભવયંત્રણા ભોગવવી પડશે નહિ." દુઃખનો સમય નહિ આવે તો મનુષ્યનું મન કોમળ થાય નહિ. "હિતની વાત સમજાતી નથી." છેવટ તેનું મન પુરૂં પીગળ્યું અને તેણે પોતાની ભાર્યાની વાત માનવાનો નિશ્ચય કર્યો પણ હજુ તેનું મન પોતા પ્રત્યે દૃઢ છે કે નહિ તેની પુરી ખાતરી કરવા તેણે કહ્યું "તું મને આટલો અનુયોગ શા વાસ્તે કરેછે? મારે શું કરવું તે કહે?" સ્ત્રીએ કહ્યું "કૃષ્ણપદનો આશ્રય લો, નહિ તો સર્વ વ્યર્થ જશે." સ્વામીએ કહ્યું "મેં તો બીજા દેવતાનો આશ્રય લીધો છે." ત્યારે સ્ત્રી બોલી "તમારા દેવતા ગણેશ, પાર્વતી, શિવ, બ્રહ્મા એઓ પણ અનેક સાધનથી કૃષ્ણના સાધનમાં અધિકારી થયા છે. કૃષ્ણ સિવાય સંસારમાં તારણ બીજો કોઇ આપી શકતો નથી. એટલામાટે એક હરિને ભજો, તેથી સર્વ સિદ્ધિ થશે." દેવકીનંદને સ્ત્રીને શાબાસી આપી પોતે કૃષ્ણ ભજન સાર જાણીને વૈષ્ણવ થયો. પોતાનું ધન દોલત સર્વે ગરીબોને વહેંચી આપ્યું. પોતાના ઘરમાં દેવ સેવાનું મંદિર

બનાવ્યું અને છેલ્લે વૃંદાવનમાં રહીને ધર્માનુષ્ઠાનમાં જીવન ગાળ્યું. વૈષ્ણવ કન્યા વૃદ્ધ ઉમ્મરમાં મરી ગઇ. તે પરમભક્ત તરીકે પ્રસિદ્ધ થઇ હતી અને તેની ઈશ્વર પ્રત્યેની પ્રેમભક્તિની તુલના નહોતી. કેવી આશ્ચર્યની વાત છે કે ઈશ્વરભક્તિનો ગુણ જે સ્ત્રીમાં પૂર્ણ હોય છે તેના સહવાસથી તેના સ્વામીની ભક્તિ વધેછે! અને ખરેખર જે સ્ત્રી છેવટ તેને મુક્તિ દ્વાર ખુલ્લું કરી આપેછે તે સતી નારીને ધન્ય છે.

# પરોપકારી અબળા સારા માર્ટિન.

જે ગુણ અબળા કુળનું મનોહર ભૂષણ છે, જે ગુણથી અબળાકુળ મૂર્તિમતી પવિત્રતા થઇ, રોગ શોકવાળા સંસારમાં સુખ અને શાંતિનું રાજ્ય ફેલાવેછે, સારા માર્ટિન તે ગુણથી હમેશને વાસ્તે અલંકૃત હતી. તે દયા અને પારકાના ઉપકારથી પૃથ્વીમાં અક્ષય કીર્તિ રાખી ગઇછે. નારીસમાજમાં ઘણું કરી કોઈએ તેનાં પ્રમાણે અટલ વિશ્વાસથી કામ કરી, દુઃખી મનુષ્યોના દુઃખ દૂર કરવાને સમર્થ થયું નથી, શોક સન્તાપિત ગ્રહસ્થને સાંત્વના આપવાને કારણભૂત થયું નથી તથા દુરાચાર અને ખરાબ રસ્તે ચાલનારાઓને સારે રસ્તે ચલાવવાને સમર્થ થયું નથી. સારા માર્ટિન દુઃખી-

ઓની સ્નેહમયી માતા અને દુઃસંગીઓની હિતકારી ઉ-પદેશ આપવાવાળી હતી. તેના કામથી પવિત્ર દેવભાવની ઓળખાણ મળેછે. તે પારકાના ઉપકારને માટે પેદા થઇ હતી, અને પારકાનો ઉપકાર કરી તેણે જન્મનું સાર્થક કર્યું હતું.

વિલાયતમાં યારમાઉથ નામનું એક નગર છે. એ નગરથી ત્રણ માઇલ દૂર કેઇસ્ટાર નામનું એક ગામ જોવામાં આવેછે. ગામની કુદરતી શોભા અતિશય મનોહર છે. એ તરફ લીલાં ઝાડોથી ભરપુર બગીચા છે. તેની પાસે વેલો અવનત થઇને ઝાડોને વધારે શોભાયમાન કરી મૂકેછે. પક્ષીઓ આ સઘળા તરૂવરની ડાળીઓ ઉપર બેસીને મધુર રાગથી ગાયછે. ઝાડ અને વેલમાંનાં ફુટેલાં ફુલથી ગામની અપૂર્વ શોભા વિકાશ થાયછે. ગામ જાણે કુદરતનો રમવાનો બગીચો હોયની તેવું છેટેથી દેખાયછે, અને તે બગીચો છેટેથી જોનારને શાંતરસાસ્પદ તપોવન જેવો દેખાયછે.

કુદરતની આવી ક્રીડા-ભૂમિમાં ઇસવી સન ૧૭૯૧ માં સારા માર્ટિનનો જન્મ થયો. તેનો બાપ પૈસાદાર ન હતો, તે સાધારણ વેપાર કરી પોતાનો ગુજારો કરતો હતો, ને સારા એ માબાપનું એકનું એક બાળક હતું, પરંતુ તેઓ ઘણો વખત સુધી એ કન્યા રત્નસાથે સંસારનું સુખ ભોગવી શક્યાં નહિ. દુરંત કાળે આવી

તેમને એ સુખથી છીનવી લીધાં. સારાની બાલ્ય દશામાંજ તેનાં માબાપ મરી ગયાં. તેની બુઢી બાપની માએ તેનું પ્રતિપાલન કરવાનો ભાર લીધો. એ ડોશી સારાને બહુ ચાહતી હતી. માબાપ વિનાની દુ:ખી છોકરી એ દુ:ખિ પણ ભલી વૃદ્ધ નારીના યત્નથી અને સ્નેહથી રક્ષિત થઇ.

બાળકાળમાં સારા માર્ટિનની અતિશય કોમળ પ્રકૃતિ હતી. વિનય, સરળતા અને પવિત્રતાની નિશાની તેના પ્રસન્ન મુખ ઉપર હમેશાં બીરાજતી હતી. તે કુદરતની મનોહર શોભા જોવાને ઘણી ચાહતી હતી; ગામનાં ઝાડ નીચે બેસી વનનાં પક્ષીઓનાં સુલલિત ગાયન સાંભળવામાં તે ઘણી ખુશી માનતી હતી. કોમળ પ્રકૃતિક ખુબસુરતીએ તેના હૃદયને કોમળ કર્યું હતું, પવિત્ર ફુલો તેને પવિત્ર ભાવથી રહેવાને શિખવતાં હતાં, અને સરળ ગામનો ભાવ તેને સરળતા દેખાડતો હતો. તેની રહેવાની ઝુપડીની પાસે કોઈ પણ ચીજ વિલાસનો તરંગ તથા અપવિત્ર ભાવનો ઉપદેશ આપતી નહોતી. સ્નિગ્ધ અને મધુર પ્રકૃતિની સાથે સર્વ સ્નિગ્ધતા અને મધુરતામાં તે પૂર્ણ હતી. સારા આવા રમણીય અને પવિત્ર સ્થાનમાં લાલિત થઈ હતી. આવો રમણીય અને પવિત્ર ભાવ જીવનની પેહેલી હાલતમાં તેના હૃદયમાં અંકુરિત થયો હતો.

ગામની નિશાળમાં જે શિક્ષા મળેછે તે કરતાં સારા માર્ટિનની શિક્ષા વધારે ન હોતી. તેનું પેટ ભ-રવાનું કંઈ પણ ઠેકાણું નહોતું, તેથી અલ્પ ઉમ્મરમાં તેણે નિશાળ છોડીને રોજગાર પકડયો હતો. ચૌદ વરસની ઉંમરમાં સારાએ દરજીનું કામ શિખવાનો આરંભ કર્યો. એક વરસ એ કામ શિખીને તે ઘણાંક ઘરોમાં જઈ દરજીનું કામ લાવવા લાગી. એ કામમાં જે કંઈ મળતું તેનાથી કોઈ પ્રકારે પોતાનું અને તેની દુઃખી વૃદ્ધ દાદીનું ભરણપોષણ કરતી હતી, પરંતુ સારાએ કેવળ દરજીનું કામ કરીને જીવતર ગુમાવ્યું નહિ. જે પવિત્ર અને મહત્ કામને વાસ્તે તે સાધારણ રીતે વર્ણનીય થઈ રહીછે, તે કામ હમણા કરવાની તેની બળવતી ઇચ્છા જન્મી. તેર વરસ સુધી દરજીનો ધંધો કરી તે આ કામમાં લાગી. તેનો ઉદ્યમ અને તેના અધ્ય-વસાયમાં કંઇ પણ અંતર પડયું નહિ. અટલ વિશ્વા-સથી સારા જીવનનું મહત્ વ્રત પુરૂં કરવા ઉત્સુક થઈ.

યારમાઉથ નગરમાં એક કેદખાનું હતું. કેદખા-નામાં દુષ્ટ સ્વભાવના કેદીઓને રાખતા હતા. કેદીની હાલત ઘણી ખરાબ હતી. તેઓ કેવળ મારામારી કરી, જુગાર રમી તથા પારકાની નિન્દા કરી સમય ગાળતા હતા. જમીનની અંદર કેટલીક ઓરડીઓ હતી; આ સઘળી ઓરડીમાં ઘણુંજ થોડું સૂર્યનું અજવાળું તથા

વાયુ પણ થોડોજ પ્રવેશ કરી શકતો હતો; હતભાગ્ય અપરાધિયો આ પ્રકાશ વિનાની અને નજદીક વાયુ-શૂન્ય ઓરડીમાં રહેતા હતા. શીયાળામાં એવી જગ્યામાં તેઓને થોડી હુક લાગતી હતી ખરી, પરંતુ ગરમીની ઋતુમાં તેઓના દુઃખનો છેડો નહોતો. ગરમીની વખતે બારી વિનાની થોડી જગ્યામાં રહીને તેઓ નરકનું દુઃખ ભોગવતાં. આવા શોચનીય સ્થાનમાં તેઓને કોઈ શિખવનાર નહતો, પવિત્ર દિવસે સંયતચિત્ત થઇને કોઇ તેઓના મંગળને માટે કરૂણામય ઈશ્વરની ઉપાસના કરતા નહતા. તેઓ ઘોર અંધકારમય સ્થાનમાં અજ્ઞાનના ઘોર અંધકારમાં ઢંકાયલાં રહેતાં. તેઓ જે મોટાં પાપ કરીને આવી દુઃસહ યાતનાને પામતાં, અને જેણે કરીને તેઓનું જીવતર અપવિત્ર અને ભવિષ્ય સુખનો રસ્તો.કંટકિત થઈ ગયો હતો તેને વાસ્તે કાતર ભાવથી અનુતાપ કરવામાં તેઓની કદિ પ્રવૃત્તિ થતી નહતી. પારકાનું નુકશાન કર્યાથી કેવી ક્ષતિ થાયછે. ઈશ્વરના મંગળમય નિયમના વિરોધી થયાથી કેટલું પ્રત્યવાયગ્રસ્ત થવું પડેછે, પવિત્ર માનવ જીવનનો ઉદ્દેશ નષ્ટ કર્યાથી કેટલી યાતના ભોગવવી પડેછે, તે તેઓ સમજી શકતાં નહોતાં. મંગળ–વિધાતા ઈશ્વરે તેઓને જે ઉદ્દેશથી પૃથ્વીમાં મોકલ્યાં છે, તે ઉદ્દેશનો મહાન્ ભાવ સમજી લેવાની તેઓમાં કંઇ પણ શક્તિ નહોતી.

તેઓ અપવિત્ર ભાવથી કેદખાનામાં દાખલ થતાં અને હમેશાં અપવિત્ર ભાવથી રહીને અપવિત્ર જીવનનો ભાગ નાશ કરી નાખતાં.

ચારમાઉથના કોઈ પણ રહેવાશી આ શોચનીય દશાવાલા જીવોના મંગળનો વિચાર કરતા નહોતા, કોઇ પણ તેઓપર કોઈ પણ જાતનો ઉપકાર કરવાને યત્નવાન થતા નહોતા, સઘળા ગુપચુપ અને ધીરભાવથી તેઓની ખરાબ હાલત સાંભળતા. એઓની સારી હાલત કરવાનો કોઇને વિચાર થતો તો સઘળાઓ એ કામને એકાંત અસાધ્ય કહીને તેના ઉપર ધ્યાન આપતા નહોતા. તેથી તેઓ નિરાશ્રય અને નિઃસહાય થતા હતા. કોઇ પણ એઓની વાત સાંભળતા નહોતા, કોઇનાં નેત્ર એઓની શોચનીય દશા જોઈ અશ્રુપાત કરતા નહોતાં. અને કોઇની રસના એઓપર ઉપકાર કરવા સાધારણ લોકોને ઉત્તેજિત કરતી નહોતી. એવા હિતેશી બંધુજન–શૂન્ય થઇને હતભાગ્ય કેદીઓ ચારમાઉથના અંધકારમય ગૃહમાં દુઃખી અવસ્થામાં પડી રહેતા.

૧૮૧૯ ઇસવીસનના ભાદ્રવા મહીનામાં એક બાયડીને કોઇ મોટા અપરાધથી એ બંધીખાનામાં મોકલવામાં આવી. આ હતભાગીનીને એક છોકરો જન્મ્યો હતો. પરંતુ માતાની કોમળતા અથવા નિર્મળ અપત્યસ્નેહ એ અભાગિનીના કઠોર હૃદયમાં સ્થાન પામ્યું નહિ. તેણે

પોતાના સંતાનની ઉપર કોઇ પણ રીતે સ્નેહ દેખાડ્યો નહિ. અને સ્તન્ય આપીને તેની જીવનરક્ષા કરી નહિ. ઉલટી તે નિર્દય ભાવથી તેને નિરંતર મારતી હતી.

તે રાક્ષસી નારીના આ અશ્રુતપૂર્વ વ્યવહારથી સ્નેહમયી મહિલાઓના કોમલ હૃદયમાં સહજ દુ:ખ, વિસ્મય અને ઘૃણાનો આવિર્ભાવ થઈ આવ્યો; ચારમાઉથની ઘણીક મહિલા અનાયબી સાથે એવું મર્માંતિક દુ:ખ અને ધિક્કાર જાહેર કરી નિરસ્ત થઇ. પરંતુ એક દુ:ખિની અબલાના કોમળ હૃદયમાં આ બનાવથી દારૂણ જખમ લાગ્યો. આ અબળા કેવળ દુ:ખ તથા ધિક્કાર જાહેર કરીનેજ ગુપચુપ રહી નહિ. જેનાથી અપરાધિનીના અંતઃકરણમાં અનુતાપનો ઉદય થાય, પોતાના પાપના પ્રાયશ્ચિત પછી જેથી અપરાધિની સત્પથ અવલંબન કરે, પ્રીતિમયી કામિનીનું કમનીય ભાવ જેનાથી તેના હૃદયમાં વિકસિત થાય, એજ તેનું પ્રધાન લક્ષ્ય થયું. તેનું આ લક્ષ્ય જેવું ઉંચીજાતનું હતું, તેવું સાહસ, યત્ન અને અધ્યવસાય પણ ઉચ્ચ પ્રકારનું થઈ પડયું. ચારમાઉથના સઘળાઓ જ્યારે આ મહત્ કાર્યમાં ઉદાસીન હતા, ત્યારે આ ચિર દુ:ખિની નારી કેવળ ઈશ્વરની કરૂણા ઉપર ભરૂસો રાખીને અટલ સાહસ સાથે કામ કરવાને બાહાર પડી.

સારા માર્ટિન પોતાના કામ માટે દરરોજ રહેવાના

ગામમાંથી ચાલતી યારમાઉથમાં આવતી, અને શેહે-રમાં વસ્ત્રાદિ વેચીને પાછી પોતાના ગામમાં જતી. પોતાનું અને વૃદ્ધ પિતામહીનું પૂરૂં કરવા માટે આ દુ:ખિની અબળાને રોજ એવી મેહેનત કરવી પડતી. સારા એથી એક દિવસ પણ ક્ષુબ્ધ થઇ નહિ. પરંતુ બીજા એક વિષય વાસ્તે તેને ઘણો ખેદ ઉત્પન્ન થયો હતો. તે દરરોજ પોતાના રહેવાના ગામથી યાર-માઉથમાં આવતી, અને રોજ અપરાધિયોની ખેદકા-રક હાલત જોઈને ઘણી દુ:ખિ થતી. અબળા ચિરદિ-ન પ્રીતિની પુતલી હોયછે અને અબળા ચિરદિન સ્નેહ અને દયાની પ્રતિમા હોયછે. એના પછી અબળા જ્યારે કોઇ દુ:ખ સંતપ્તને સુખ અને શાંતિના ઘરમાં લઇ જવા માટે કોમળ હાથ લંબાવેછે, ત્યારે તેનું હૃ-દય સ્વર્ગીય ભાવથી સહજમાં પરિપૂર્ણ થઇ જાયછે; સારાનું હૃદય હમણા એવું સ્વર્ગીય સુગંધથી સોરમ-દાર થયુ હતું. નિરૂપાય અને નિ:સહાય જીવોનાં કષ્ટ જોઇ, તે તેઓની ખરાબ હાલત દૂર કરવાનો ઉપાય જોવા લાગી. કેદખાનામાં જઇને એ હતભાગ્યોની પાસે જવાની હમણા તેની બલવતી ઇચ્છા જન્મી. તેણે ૧૮૧૦ ઇસવી સનમાં લખ્યુંછે "હું રોજ જેલ આગળથી જતી હતી, રોજ મારી ઇચ્છા થતી કે જે-લમાં જઇ કેદીઓને ધર્મ ગ્રંથ વાંચી સંભળાવું. મેં એ-

ઓની હાલત અને ઈશ્વરની સામે એઓના પાપ વિષે વિશેષ રૂપથી વિચાર કરી જોયું; એઓ જે પ્રમાણે સામાજિક અધિકાર નષ્ટ કરીને સમાજ સાથે સંસ્રવ વિનાના થયા છે, અને શાસ્ત્રીય ઉપદેશથી જેવા અજ્ઞાન રહયા છે તે મારા જાણવામાં હતું. મારો દઢ વિશ્વાસ હતો કે, ધર્મોપદેશજ એઓને સત્પથે લાવવાનો એક માત્ર ઉપાય છે." દીર્ઘકાલથી સારાના હૃદયમાં એવો સહજ જ્ઞાનનો ભાવ દ્રઢરૂપથી અંકિત થયો હતો. એના પછી સારાએ ઉપલી કઠોર-હૃદયા કામિનીના ઘોરતર અપરાધના વિષે સાંભળ્યું. એ બનાવે તેને પેહેલાના સંકલ્પ પ્રમાણે કામ કરવાને અધિકતર ઉત્તેજિત કરી. આઠ વરસ સુધી તેણે જે ધારણા પોષણ કરી રાખી હતી તે ધારણા પ્રમાણે હવે કામ કરવાને વખત લગાડયો નહિ. સારાએ એ વિષે લખ્યુંછે "જ્યાંસુધી સઘળા વિષયનો સારો બંદોબસ્ત નહિ થાય ત્યાં સુધી મેં આ વિષે કોઈની આગળ વાત કરી નહિ. કોણ જાણે સંકલ્પસિદ્ધિમાં કંઈ હરકત આવે, એવી શંકા મારા હૃદયમાં નિરંતર જાગૃત રહેતી. ઈશ્વરે મને આ કામમાં પ્રવર્ત્તિત કરીછે. તેથી મેં ઈશ્વર સિવાય કોઈની સાથે આ વિષેની સલાહ કરી નહોતી."

સારા માર્ટિન એવારીતે સિદ્ધિદાતા ઈશ્વરના ઉપર

વિશ્વાસ રાખીને કામ કરવા તૈઆર થઇ. તેણે ઉપર લખેલી અપરાધિનીનું નામ જાણી લીધું. પરંતુ પેહેલા કેદખાનામાં પ્રવેશ કરવું દુર્ઘટ થઇ પડયું. સારા વિનીત ભાવથી એ જગ્યામાં જવા માટે અનુમતિ મેળવવા તેના દરોગાની પ્રાર્થના કરવા લાગી. પેહેલાં તેની પ્રાર્થના અગ્રાહ્ય થઇ. તોપણ પરહિતૈષિણી અબળાનો ઉદ્યમ અને અધ્યવસાય ભંગ થયો નહિ. તેણે પેહેલાં કરતાં દ્રઢતા સાથે બીજીવાર પ્રાર્થના કરી. આ વેળાએ તેની આશા ફલવતી થઇ. સારાને કેદખાનામાં જવાનો પરવાનો મલ્યો.

કેદખાનામાં પ્રવેશ કરી સારા માર્ટિન કેવા ભાવથી પેલી વિશ્વાસઘાતિની માતા આગળ આવી હતી, અને કેવા ભાવથી પ્રીતિ-પૂર્ણ સ્વરે અને કમનીય મુખમંડલના પ્રશાંત ભાવસહિત તે અપરાધિનીના કઠોર અંતઃકરણમાં તેણે દારૂણ અનુતાપનો સંચાર કર્યો હતો, તે સર્વ યારમાઉથના ઇતિહાસમાં જાજ્વલ્યમાન રહ્યું છે. સારા કેદખાનાના કેટલાક અંધકારમય ઓરડા છોડી ઉપર કહેલી અપરાધિની જે ઓરડામાં રહેતી હતી, ત્યાં ગઇ. કેદણ તેની આગળ ઉભી રહી. વગર ઓળખીતાને જોઇ તે અજબ થઇ; તે રોઇ, પણ વાત ન કહેતાં, સ્થિર ભાવથી રહી. પછી સારાએ જ્યારે તેના આવવાનો ઉદ્દેશ તેને જણાવ્યો, તેણે કેવું મોટું પાપ કર્યું છે, ઈશ્વર આ-

ગળ ક્ષમા માટે પ્રાર્થના કરવી તેને કેટલું ઉચિતછે, એ તેણે જ્યારે સમજાવી કહ્યું, ત્યારે અભાગિની સ્થિર રહી શકી નહિ. તેનું કઠોર હૃદય પીગલ્યું, અંતઃકરણમાં ઘોરતર અનુતાપ જન્મ્યો; પાપીયસી હમણા પોતાનાં પાપનું ગુરૂત્વ સમજી શકી. તે આ વખતે ચુપ રહી શકી નહિ. અવિરલ ધારાથી રડવા લાગી અને હિતૈષિણી અબળાને ધન્યવાદ આપવા લાગી.

આ વખતથી સારા માર્ટિન એક ગુરૂતર વ્રતમાં દીક્ષિત થઈ. આ સમયથી તેનું કામ અધિકતર વિસ્તૃત અને અધિકતર ઉચ્ચભાવથી પરિપૂર્ણ થયું. જે નિર્મળ પાણી એટલા દિવસ સુધી સંકીર્ણ કંદરમાં આબદ્ધ હતું, તે આ સમયથી ચોતરફ પ્રસારિત થઇ અનુર્વર ભૂખંડને ફલ પુષ્પથી શોભાયમાન કરવા લાગ્યુ. સારા કેદખાનામાં પેહેલાં ગઈ, તે વેળાએજ કેદીઓની આગળ સદય ભાવથી પરિગૃહીત થઈ હતી. તેથી તેને આશા ઉત્પન્ન થઈ. તેનો દ્રઢ નિશ્ચય થયો કે હું સાધનામાં સિદ્ધ થઇ શકીશ. સારાએ રોજ પોશાક વેચ્યાં પછી જે વખત મલતો તે વખતમાં કેદખાનામાં જઇ કેદીઓની આગળ પેહેલાં ધર્મ-ગ્રંથ વાંચવાનો આરંભ કર્યો. પરંતુ તેઓને અનેક વિષયમાં અતિશય અજ્ઞાન જોઈ તેમને યથા નિયમથી શિખવવાની તેની ઈચ્છા થઇ. તે દરરોજ પોતાનો

જે સમય તેઓને આપતી, તેના કરતાં વધારે વખત આપવો હવે જરૂર થઈ પડયો. પરંતુ સારા તેમને અધિક વખત આપવામાં કુંઠિત થઈ નહિ. અઠવાડિયામાં છ દિવસ પોશાકનું કામ કરી એક દિવસ કેદીઓને લખતાં વાંચતાં શિખવવા લાગી. એથી તેના વેપારમાં ઘણી નુકશાની થવા માંડી, પરંતુ પારકાના ઉપકાર વાસ્તે આ નુકશાની તે ગણકારતી નહોતી. આ હિતૈષિણી નારી કેવી રીતે ઉત્સાહ સાથે પોતાના કામમાં લાગી રહી હતી, કેવી રીતે એકાગ્રતાએ તેને કર્તવ્ય-પંથમાં સ્થિર રાખી હતી, તે તેણે સરલભાવથી અને સરલભાષામાં જાહેર કર્યુંછે. તેના આ સુંદર લખાણથી ઘણો મહાર્થ ઉપદેશ મલેછે. તેણે તેના કામના સંબંધમાં લખ્યુંછે કે "અઠવાડિયામાં એક દિવસ પોશાક બનાવવાનું કામ છોડી આ સાધળા કેદીઓની નોકરી કરવી એ મેં ઉચિત જાણ્યું. એવી રીતે મારો સમય ખરચ કર્યાથી પૈસાના સંબંધમાં મારી નુકશાની હું વિચારતી નહોતી. ઈશ્વરના આશીર્વાદમાં હું જે કામ કરતી, તેથી મને પ્રગાઢ સંતોષ થતો હતો."

૧૮૨૬ ઇસવી સનમાં સારા માર્ટિનની વૃદ્ધ પિતામહીનું મરણ નિપજ્યું. વૃદ્ધાની જે કંઈ થોડી સંપત્તિ હતી તેમાંથી વર્ષે એકસો રૂપીઆની આમદાની થતી.

સારા માર્ટિન હમણાં આ સંપત્તિની અધિકારિણી થઇ. તે જે કામમાં લાગી રહી હતી તે કામ પોતાના રેહેવાના ગામમાં રહી કરવામાં અનેક જાતિની હરકત જોઈને તેણે હમણાં યારમાઉથમાં રહેવાની ઈચ્છા કરી નગરના નિર્જન ભાગમાં એક ન્હાનું ઘર ભાડે લીધું. સારા પારકાના ઉપકારના ઉદ્દેશથી જન્મભૂમિ કે ઈશ્વરની માયા છોડી આ જગ્યામાં આવી રહી. તે જે વ્રતમાં દીક્ષિત થઈ હતી તે વ્રતને યારમાઉથમાં રહેવા પછી અધિકતર મનોયોગ અને અધ્યવસાયની સાથે રક્ષણ કરવા લાગી. આ જગા ઉપર એક હિતૈષિણી નારી સાથે તેની ઓલખાણ થઇ. પરોપકાર–વ્રતમાં સારાનું અસાધારણ અધ્યવસાય અને ઉત્સાહ જોઇ આ નારી ખુશી થઇ. સારાને કોઇપણ રીતે મદદ કરવાની તેની નિતાંત ઈચ્છા થઈ. તે અઠવાડિયામાં એક દિવસ સારાની ઉપજીવિકાને માટે પોશાક તૈયાર કરવા લાગી. એક બાજુથી કેટલાક સદાશય માણસ કેદીઓના ઉપકાર માટે સારાને ત્રણ માસને આંતરે એક રૂપીઓ ચાર આના આપવા કબુલ થયા. સારા આ સામાન્ય મદદની ઉપર વિશ્વાસ રાખી સંતુષ્ટ ચિત્તથી કામ કરવા લાગી. જે રૂપીઆ મલતા તેમાંથી તે ધર્મ–ગ્રંથાદિ વેચાતા લઇ કેદીઓને આપતી. કેદીઓ સારાની મેહેનતથી લખતાં વાંચતાં શિખતા. તેઓ ચિત્ત દઇને

સઘળા ધર્મ-ગ્રંથ વાંચતા. આ નિરૂપાય જીવોના ઉપકાર વાસ્તે સારા દરરોજ કેદખાનામાં ઘણો વખત ગાલતી, પરતું એથી તેના વેપારમાં ઘણું નુકશાન થયું; નિરૂપિત વખતે વસ્ત્ર નહિ મલ્યાથી આગલના સઘળા ખરીદદારોએ બીજા લોકો સાથે બંદોબસ્ત કર્યો. સારા દારૂણ દૈન્યગ્રસ્ત થઈ. તેની જે આમદાની હતી, તે-માંથી ઘરભાડુ આપતાં કંઈ પણ બાકી રહેતું નહિ, તેથી ખાવા પીવા વાસ્તે સારા અતિશય દુઃખી થઇ પડી. આ વખતે તેની આગળ વિષમ સંકટ આવી પડ્યું. પોતાના અવલંબિત વ્રતનો પરિત્યાગ કરવો કે અન્નની લાલચે લોકને દરવાજે દરવાજે ભિક્ષા કરતાં ફરવું તેનો હમણા એ વિચાર કરવા લાગી. જે સાધનાએ તેનું હૃદય દેવ-ભાવથી પરિપૂર્ણ કર્યું હતું, જેને વાસ્તે તેણે બાલ્યની લીલા-ભૂમિ, પ્રિય-તમ જન્મસ્થાનની મમતા છોડી હતી, જીવનના તે મહત સાધનાથી વિચ્યુત થશે કે નહિ, એવિશે સારા હમણા અન્ન-કાતર થઇને વિચાર કરવા લાગી, પરંતુ પરહિતૈષિણી અબલાનું હૃદય બહુ ક્ષણ ડોલ્યું નહિ; એ પૂર્વવત્ અટલ અને સુવ્યવ-સ્થિત રહી. સારાએ અતિશય દુરવસ્થામાં પડવા છતાં પોતાનું વ્રત છોડ્યું નહિ. આ વખતે તેણે લખ્યુંછે, " જ્યારે હું કેવલ પોશાક તૈયાર કરતી હતી, ત્યારે એ વેપાર માટે મને ઘણો વિચાર કરવો પડતો. ભવિષ્ય

વાસ્તે પણ મને અનેક વ્યાકુલતા હતી પરંતુ જ્યારે આ વેપાર બંધ થયો ત્યારે તેની સાથે વિચાર અને વ્યાકુલતા પણ.અંતર્હિત થઈ ગઈ. મેં ધર્મ-ગ્રંથમાં વાંચ્યું હતું કે ઈશ્વર નિરૂપાયની રક્ષા કરેછે. ઈશ્વર મારો પ્રભુછે, તે કદિપણ તેના હુકમ માનનાર દાસને છોડશે નહિ. ઈશ્વર મારો પિતા છે. ઈશ્વર તેના દાસની વિશ્વસ્તતા અને સહનશીલતા જોવાને ચાહે છે." સારા માર્ટિનનું હૃદય કેવું મહાન્ ભાવથી પરિપૂર્ણ થયું હતું, નિઃસ્વાર્થ હિતૈષિણીએ તેને કેવા પવિત્ર કામમાં લગાડીને પવિત્રતર ખુશીની અધિકારિણી કરી હતી, તે આ સરલ લિપિના ઉપલા અક્ષરોમાં પ્રકાશ પામેછે.

ત્રણ વર્ષ સુધી નિઃસ્વાર્થ ભાવથી અને અકાતરથી મેહેનત કરીને સારા માર્ટિને પોતાના કર્ત્તવ્ય-પંથનો એક ભાગ અતિક્રમ કર્યો. જેઓ એટલો વખત કેવલ નિકૃષ્ટતર કામમાં અને નિકૃષ્ટતર ખુશાલીમાં લિપ્ત હતા તેઓ હાલ શાંત અને સંયત ચિત્તવાળા થઇ લખતાં વાંચતાં શિખ્યા; તેઓનું કઠોર હૃદય કોમલ થયું; તેઓ પોતાને ગુરૂતર પાપી સમજીને અનુતાપ કરવા લાગ્યા. અને ભવિષ્ય વાસ્તે સર્વદા સાવધાન રહેવાને કોશેશ કરવા લાગ્યા. ગ્રંથ અધ્યયનમાં, સદાલાપમાં અને ઉપદેશ સાંભળવામાં તેઓનો વખત જવા લાગ્યો. તેઓ સરલ હૃદયથી અશ્રુ-પૂર્ણ નયનથી ઈશ્વર આગલ પો-

તાના પાપ માટે ક્ષમા પ્રાર્થના કરતા, અને દર રવિવારે સર્વ એકઠા થઈ શાંતભાવથી તે પરમારાધ્ય દેવતાની આરાધના કરતા; પરંતુ તેઓએ આજસુધી કોઈ જાતના શિલ્પ કામ ઉપર ધ્યાન આપ્યું નહોતું; જ્ઞાન અને ધર્મ મહિમાથી તેઓ સુશીલ, વિનયી અને કોમલ પ્રકૃતિવાલા થયા હતા, પરંતુ જીવિકા–નિર્વાહના ઉપયોગી કોઇ કામમાં તેઓની પારદર્શીતા જન્મી નહોતી. સારા માર્ટિને હમણા તે વિષય તરફ મન લગાડ્યું. પેહેલાં તે કેદખાનાની નારીઓને શીવવાનું કામ શિખવવા લાગી; ત્યાર પછી તેઓને ખમીજ, કોટ ઈત્યાદિ વિવિધ પ્રકારનાં કપડાં વેતરવા શિખવ્યું. સારા કેદખાનાના પુરૂષોના સંબંધમાં પણ નિશ્ચેષ્ટ રહી નહોતી. મહિલાઓને શિખવી, તે પુરૂષોને નાના પ્રકારના દ્રવ્યાદિ બનાવવાનું કામ શિખવવા લાગી. સારા પોતાનાં આ છેલાં કામના સંબંધમાં લખેછે, "૧૮૨૩ ઈ૦ સ૦ માં એક હિતૈષિ મનુષ્યે મને કેદખાનાના ધર્મના કામ માટે પાંચ રૂપીઆ દાન કર્યા, તેજ અઠવાડિયામાં બીજા એક માણસની પાસેથી એજ ઉદ્દેશથી દશ રૂપીઆ મલ્યા. મેં વિચાર કર્યો કે એ રૂપીઆ બાલકોનાં કપડાં તૈયાર કરવા વાસ્તે ખરચ કરવામાં આવે તો સારૂં થાય. એ ઉદ્દેશથી કેટલાક નમુના માગી લાવી કાપડ વેચાતું લાવી કેદીઓને પોશાક તૈયાર કરવા

આપ્યા. એનાથી મેં ઘણું ફલ જોયું. કેદીઓ બાલકનાં કપડાં સિવાય કોટ, ખમીજ ઈત્યાદી તૈયાર કરવા લાગ્યા. જે સઘળી સ્ત્રીઓની શીવી જાણતી નહોતી તેઓ આ યત્નથી શિખવા લાગી. ઉપલા ૧૫ રૂપીઆ એક સ્થાયિ મુલધન (મુડી) સ્વરૂપ થયા; આસ્તે આસ્તે એ વધીને ૭૭ રૂપીઆ થયા. અને પછી ૭૭ રૂપીઆના ચાર હજાર આઠ રૂપીઆ થયા. કેવલ નાના પ્રકારના પોશાક વેંચી જે લાભ લેવામાં આવતો હતો તેથી મુલધન (મુડી) એટલું પરિપુષ્ટ થયું હતું."

"કેદીઓ ટોપી, ચમચી અને શીલ તૈયાર કરતા. ઘણાક જુવાનો ખમીશ શીવવા શિખ્યા. હું આવશ્યક દ્રવ્યના એક એક નમુના તેઓની સામે લાવતી, તેઓને તે નમુના પ્રમાણે કરવા વિશેષ ચેષ્ટા કરવાને કહેતી અને ઘણાક તે પ્રમાણે કરતા. એક કે બે વર્ષ બાદ સઘળાઓ એવી પ્રયોજનીય વસ્તુનું અનુકરણ કરતા. આ અનુકરણમાં વિશિષ્ટ વિચાર અને ધ્યાન લગાડવાની જરૂર પડતી, પરંતુ કેદીઓ પોતાની ચિંતા–શક્તિ અને મનોયોગ દેખાડવામાં કાતર થતા નહિ; તેથી તેઓનો વખત નિર્વિવાદથી અને શાંત ભાવથી જવા લાગ્યો."

કેદખાનામાં દર રવિવારે ઉપાસનાનો નિયમ ચાલતો હતો. સારા માર્ટિન દર રવિવારે સવારે કેદીઓ

સાથે મળી એકાંત મનથી ઈશ્વર ઉપાસના કરતી. સાંજે ઉપાસનામાં સારા આવી શકતી નહતી. પછી ધર્મ-ગ્રંથ વાંચવાનો ભાર સારાના હાથમાં અર્પણ થયો. સારા પવિત્ર દિવસે શાંત ભાવથી અને સંતુષ્ટ ચિત્તથી કેદીઓ પાસે ધર્મ-ગ્રંથ વાંચી મંગલ-વિધાતા ઈશ્વરની આરાધના કરતી. તેનો સ્વર કોમલ, સ્પષ્ટ અને શ્રુતિ-મધુર હતો; કેદીઓ આ મધુર સ્વરથી ઈશ્વરનું સ્તુતિ-ગાન સાંભળીને પરિતૃપ્ત થતા. કેદખાનાના એક જોનારે પ્રસ્તાવિત ઉપાસનાનું આવું વર્ણન કર્યું છે:—

"રવિવાર ૨૯ મી નવેમ્બર ૧૮૩૫–આજે સવારે હું કેદખાનાની ઉપાસનામાં હાજર હતો. કેવલ પુરૂષ કેદીઓએ આ ઉપાસનામાં ભાગ લીધો હતો. નગરની એક મહિલાએ ઉપાસનાનું કામ કર્યું. તેનો અવાજ અતિશય મધુર હતો, તેનાં વચન અસરકારક હતાં, અને તેની વ્યાખ્યા નિરતિશય સરલ અને સ્પષ્ટ હતી. * * * કેદીઓએ સમસ્વરથી બે ગાયન ગાયાં. મેં આપણા પ્રધાન ઉપાસનાલયમાં તે સઘળાં ગાયન સાંભળ્યાં છે, પણ આ બે ગાયન તેનાથી પણ ઉત્કૃષ્ટ જણાયાં. મહિલાએ પોતે લખેલું એક ભાષણ વાંચ્યું. એ પવિત્ર નીતિમાં અને પ્રગાઢ ઐશ્વરિકત્વમાં પરિપૂર્ણ હતું. એ ભાષણ સાંભલનારાઓને વિશેષ ઉપયોગી થયું હતું. ઉપાસનાની વેલાએ કેદીઓએ ગાઢ-

તર મનઃસંયમ અને શ્રદ્ધા દેખાડી હતી, અને પુરતા વિચારવાળું સ્પષ્ટ જણાતું હતું કે ઉપાસનાને તેઓ પોતાને સાતિશય મંગલકર જાણતા હતા. સંધ્યાકાલે એ મહિલા સ્ત્રી કેદીઓ આગળ ધર્મ-ગ્રંથ વાંચી ઉપાસના કરતી."

એવી રીતે કેટલાંક વર્ષની મેહેનતથી સારા માર્ટિન પોતાની સાધનામાં ઘણી સિદ્ધ થઇ. તેણે જે ઉદ્દેશથી કેદખાનામાં પગ મુકયો હતો, જે ઉદ્દેશથી પોતે નાના પ્રકારનાં કષ્ઠ સહન કર્યાં હતાં, તે ઉદ્દેશ હમણાં સફલ થયો. વર્ષનાં વર્ષ જવા લાગ્યાં; દર વર્ષ અભિષ્ટ વિષયનાં નવાં નવાં ફલ જોઈને સારા ઇશ્વરને ધન્યવાદ આપવા લાગી. તેના યત્નથી કેદીઓએ નીતિજ્ઞાન લાભ કર્યું, કરૂણામય ઈશ્વરની ઉપસના કરવા શિખ્યા, અને નાના પ્રકારના શિલ્પ કામમાં નિપુણ થઈ પોતાની જીવિકા નિર્વાહનો રસ્તો સાફ કરી મુકયો. પૃથિવીનાં મનસ્વી અને મ્હોટાં માણસો જે કામને દુઃસાધ્ય જાણતાં હતાં, જે કામ બનાવવાનો ઉપાય પેદા કરવાથી તેઓની ચિંતાશક્તિ અવસન્ન થઈ પડી હતી, તે એક દરિદ્ર મહિલા કેવલ ઈશ્વરની ઉપર વિશ્વાસ રાખી અટલ સાહસથી કરવા લાગી. સમસ્ત જગતે અજાયબ થઈ આ મહિલાના લોકાતીત ઉત્સાહ અને અધ્યવસાયની આગલ માથુ નીચું કર્યું. વર્ણનીય સમયમાં કેદખાનાની સંસ્કરણ-પ્રણાલી સુવ્યવસ્થિત

હતી નહિં. કેવા ઉપાયથી હતભાગ્ય અપરાધિયોનું ચરિત્ર સંશોધિત અને હાલત ઉન્નત થઇ શકે, તે કોઈ પણ નિર્દ્ધારણ કરતા નહોતા; આ સમયે સારા બીજાની મદદ સિવાય કામ કરી જે ફલ પામી હતી, તેથી તેઓએ તેની વિચક્ષણતા અને અધ્યવસાયની વિસ્તર પ્રશંસા કરવી જોઈએ. તેણે જે કામમાં હાથ નાખ્યો હતો, તે નિઃસ્વાર્થ ભાવથી અને વિશિષ્ટ મનોયોગથી સંપન્ન કરવામાં પાછીપ્હાની કાઢતી નહોતી. તેના કામની રીતિ સઘળી જગ્યા ઉપર ન્યાય અને સાધુતાની સમાન સ્થિર થઈ હતી. તે પારકાની પાસેથી ગૌરવ તથા પ્રશંસા લાભની આશાથી આ વ્રતમાં દીક્ષિત થઈ નહોતી. જગત્માં ખ્યાતિ લાભની વાસના એક દિવસને વાસ્તે પણ તેના હૃદયમાં સ્થાન પામી નહોતી. તે નિર્જન સ્થાનમાં વગર અવાજ કરવે અને દરિદ્ર ભાવથી કાલ ગાળતી હતી, વગર અવાજ કરવે પોતાના કામની રીતિ મુકરર કરતી અને વગર અવાજ કરવે અને સાવધાનથી પોતાના સંકલ્પ અનુસારથી તેણે પોતાનું કર્ત્તવ્ય સંપાદન કરી મુકયું હતું. આ હિતૈષિણી વગર અવાજ કરવે હતભાગ્ય જીવોને શાંતિના અમૃત-પ્રવાહથી અભિષિકત કરતી. પરંતુ આ દરિદ્ર મહિલા વગર અવાજ કરવે કામ કરીને જે મહત્વ દેખાડી ગઇછે તેથી તે ખ્યાતિ અને પ્રશંસાને અધિકૃત થાયછે.

જે સઘળા કેદીઓ યારમાઉથના કેદખાનામાં રહેતા, તેઓની સારા માર્ટિન એક નોંધ રાખતી. એ નોંધમાં કેદીઓનાં નામ અને તેઓના અપરાધનું વિવરણ ઇત્યાદિ લખવામાં આવતું. સારાની એ નોંધમાં જોવામાં આવેછે કે જેઓએ ચોરી અને ડાકાયતીથી લોકોને દરિદ્ર કરી મુકયા હતા, તેવા ઘણાક આ જગ્યામાં કેદ થયા હતા. નોકરો પોતાના પ્રતિપાલક શેઠનું અનિષ્ટ કરી, દુશ્ચારિણી કામિનીઓ પોતાની ઉદ્દામ મનોવૃત્તિ સંયત રાખી ન શકી, અને બાળકો સ્વેચ્છાચારી થઈ આ ભયંકર અંધકારવાળા ઘરમાં પ્રવેશ કરતા. સારા આ સઘળા દુર્વિનીત જીવને સ્નેહાસ્પદ છોકરા પ્રમાણે પોતાના તત્વાધાનમાં લાવી સત્પથ દેખાડતી. આ દુર્વિનીત સંપ્રદાય સારાની ચોતરફ બેસી એકાગ્ર ચિત્તથી નીતિની વાતો સાંભલતા. મૂર્ત્તિમતી કરૂણાનું આ મહત્વ શું સ્વર્ગીય ભાવનું પરિચાયક છે! જે વિશ્વાસ એવો નિઃસ્વાર્થ ભાવનો પરિપોષક અને અદ્વિતીય દ્રઢતાનું અવલંબન હતો તેને કંઇ પણ વિચલિત કરી શકે એમ ન હતું; જે સ્વાર્થત્યાગ આવી ઉદાર નીતિ ઉપર સ્થાપેલો હતો તે માનવ જાતિનું સ્વર્ગીય આભરણ જાણી સર્વ કોઈએ ધારણ કરવા યોગ્ય છે.

એ વખતે સારા માર્ટિનને ઘણી મેહેનત કરવી

પડતી, અનેક પ્રકારના વિચારના તરંગમાંજ તે સમય નિરંતર ગાળતી હતી. આટલા દિવસ સુધી તે કેવળ પોતાની બંપાઇના ખોરાકને વાસ્તે વ્યસ્ત હતી, પરંતુ હાલ ઘણાક નિઃસહાય જીવ તેના શિક્ષાધીન થયાથી તે ઘણાકોને વાસ્તે વ્યસ્ત થઈ. કેવી રીતે એઓની ઉન્નતિ થઇ શકે, કેવી રીતે એઓ પાછા સમાજના અંગીભૂત થઇને ખરૂં મનુષ્યત્વ પામી શકે, એ તેનો મોટો વિચાર કરવાજોગ વિષય થઇ પડયો. તે દરરોજ કેદખામાનાં છ સાત કલાક રહી એઓનું તત્વાવધાન કરતી. એઓ જે યથા નિયમથી શિખતા તે આગળ લખવામાં આવ્યું છે. સારા માર્ટિને એઓની શિખવાની રીતના સંબંધમાં લખ્યું છે, "જેઓ વાંચી જાણતા નહોતા તેઓને હું ભણવાને ઉત્સાહ આપતી; અને સર્વ મારી ગેરહાજરીમાં તેઓને શિખવાને મદદ કરતા. જેઓ લખતાં શિખ્યા હતા તેઓને જે સર્વ પુસ્તક આપવામાં આવતાં તે સર્વની અનેક વિષય નકલ કરતા. જે સર્વે કેદીઓ વાંચતાં શિખ્યા હતા તેઓ પોતાની શકિત અને રૂચિ પ્રમાણે પુસ્તક ન જોતાં ધર્મ-ગ્રંથનો વિશેષ ભાગ યાદ કરતા. ઉદાહરણ સ્વરૂપ એઓની સામે એવા ધર્મ ગ્રંથનો ભાગ યાદ આપતી. એઓનું ફલ અતિશય સંતોષજનક થયું હતું. અનેક લોકે પેહેલાં કહ્યું હતું કે એનાથી તેઓને કંઇ

ઉપકાર થશે નહિ. મે તેનો ઉત્તર આપ્યો હતો કે "એ મને ઉપકારી થયું છે તો તેઓને ઉપકારમાં આવશે કેમ નહિ ! તમો એને માટે મેહેનત કરતા નથી, પરંતુ મેં ઘણી મેહેનત કરીછે અને મારી મેહેનત સફળ થાયછે" બાળકને વાંચવાનાં ન્હાનાં ન્હાનાં પુસ્તકો અને બીજા મોટા મોટા ગ્રંથ સર્વ મળીને ચાર પાંચ દરરોજ ઘેરથી લાવતી. જેઓ વધારે વાંચતાં શિખ્યા હતા તેઓને એના કરતાં મોટાં પુસ્તક આપવામાં આવતાં.

સારા માર્ટિને એવી રીતે સરલ ભાવથી પોતાની કામ કરવાની રીતિનું વર્ણન કર્યુ છે. આ લખવાથી સ્પષ્ટ સમજાય છે કે કેદીઓ કોઇ પણ વાંચવા લખવાની અવહેલા કરતા નહોતા. સારાના યત્ન અને આગ્રહથી સઘળાઓ વિદ્યા શિખવામાં મન લગાડતા. જ્યારે એઓ કેદખાનામાં પેહેલા ગયા હતા ત્યારે એઓની મૂર્તિ જેવી ભયંકર તેવીજ પ્રકૃતિ પણ કુત્સિત હતી. એઓ તે વખતે મૂર્ત્તિમાન પાપ તરીકે જણાતા. હિતૈષિણી સારાએ એઓનાં કઠોર હૃદય કોમલતામાં અલંકૃત કર્યા, અને કુત્સિત પ્રકૃતિને સૌંદર્યના રેખાપાતમાં શોભિત કરી મુકી. તે સઘળાઓ સાથે સરલ હૃદયથી વાતો કરતી. સર્વને સમાન આદરથી નીતિ શિખવતી, નિરૂપમ માતૃ–સ્નેહ સર્વેના

ઉપર સમાન ભાવથી વિસ્તાર કરતી, સર્વ તેને માના પ્રમાણે ચાહતા, અને દેવીના પ્રમાણે માન આપતા. તેની મદદે સર્વ જણ હતા. તે સર્વનું રક્ષણાવેક્ષણ કરતી, સર્વ માટે અશ્રુપાત કરતી, અને સર્વના મંગલ વાસ્તે કરૂણામય ઇશ્વર આગલ પ્રાર્થના કરતી. તેઓની ચારે બાજુએ કેવળ દુઃખ, નીચતા, દુર્બલતા અને વિશ્વાસ–ઘાતકતાની છબી હતી, પરંતુ એથી કદિ પણ તેણે કોઇ રીતે અસંતોષ દેખાડયો નહિ. તે સંતુષ્ટ ચિત્તથી દુઃખિતને સુખનો રસ્તો દેખાડતી, નીચને ઉચ્ચતર ગુણમાં ભૂષિત કરતી, દુર્બળને સબળ થવાની હિંમત આપતી અને વિશ્વાસઘાતકને સદુપદેશ આપી પરમ વિશ્વાસી કરી મુકતી.

દરરોજ કેદખાનાનું કામ પુરૂં કરી સારા માર્ટિન મજુરોના વિદ્યાલયમાં જઇ યથારીતિ શિખવતી, પરંતુ તેને દીર્ઘકાળ એ કામ કરવું પડયું નહિ. તે જગા ઉપર ઉપયુક્ત મનુષ્ય શિખવવા મુકરર થયાથી સારા છોકરીના વિદ્યાલયમાં જઇને શિખાડવા લાગી. રાતે એ વિદ્યાલયમાં શિખવતી. સારા અઠવાડિયામાં બે રાત વિદ્યાલયનું કામ કરતી. તેના શિખવવાના ગુણથી એ વિદ્યાલયની સવિશેષ ઉન્નતિ થઇ હતી. કમમાં કમ ચાલીશ પચાશ યુવતી તેની પાસે શિખતી. તે સર્વેને નીતિવાળી કવિતા શિખવતી, અને

વાતોમાં ઘણો ઉપદેશ આપતી.–ધર્મગ્રંથમાં સારા પ્રવીણ હતી. તે વર્ષમાં ચાર વખત મન લગાડી એ ગ્રંથ વાંચતી પવિત્ર ગ્રંથના સઘળા ઉપદેશ અને સઘળી વાર્તાઓ તેને મોઢે હતી. શિખવતી વેળાએ તે વાતના પ્રસંગે એ ગ્રંથનો સદુપદેશ શિખનારીઓ આગળ કહેતી. સારાના ઉદાર ઉપદેશથી છોકરીઓના હૃદયમાં જેમ કર્તવ્ય-બુદ્ધિનો આવિર્ભાવ થયો હતો, તેમ તેઓએ અનેક મહત્તર ગુણ સ્થાન પરિગ્રહ કર્યાં હતાં. શિખવાનું પુરૂં થયા પછી સારા વિશ્વાસથી સર્વે સાથે વાતચીત કરતી. સર્વ તેની પાસે બેસી મનોરમ વાર્તા સાંભળતા, તે કોઇ વેળા ગૃહધર્મનો ઉ-પદેશ આપતી, કોઈ વેળા છોકરીઓની હાલત સાંભળી તેઓને કર્તવ્યપંથ દેખાડતી, કોઇ વેળા સરળ ભાષામાં પવિત્ર ઐશ્વરિક તત્ત્વ સમજાવી સર્વેને ખુશી કરતી. સારા કેવળ વિદ્યાલયમાં શિખવનારીજ હતી નહિ, પરંતુ સર્વની બંધુ અને સર્વને સત્પરામર્શ આપવાવાળી પણ હતી.

સારા સાંઝે બીમાર માણસોની સેવામાં રહેતી. કારખાનાં ઈત્યાદિ જગામાં જે સર્વ રોગી રહેતા, તેને યથા નિયમથી ઔષધ અને પથ્ય આપતી. એવી રીતે દિવસમાં, સાંઝે અને રાતે સ્નેહમયી અબળા નિઃસ્વાર્થ ભાવથી કેવળ પારકાનો ઉપકાર કરીનેજ પરિતૃપ્ત રહે-

તી. નગરનાં જે સર્વ સદાશય માણસો રહેતાં હતાં તેઓ સાથે આત્મીયતા હતી, જેઓ એના કામમાં અનુમોદન કરતા, અને સરળ ભાવથી તેનાપ્રતિ સહાનુભૂતિ દેખાડતા, તેઓને ઘેર સારા સમયે સમયે જઇને પવિત્ર ખુશી ખુશાલી ભોગવતી. સારા જે ઘરમાં જતી તે ઘરમાં આનંદનો પ્રવાહ ઉછળતો. ઘરધણી આલ્હાદની સાથે તેને સામે લેવા જતો, અને ધણીઆણી સમુચિત આદર સાથે તેને બોલાવતી, બાલક બાલિકા પ્રફુલ્લ મુખે આવી તેનો હાથ પકડતાં; સારા સર્વેની સાથે સરલભાવથી સંભાષણ કરતી. તે કેદીઓની બનાવેલી વસ્તુ સાથે લઇ જતી, પ્રતિ ઘરમાં એ સર્વ વસ્તુ દેખાડી યુવતીઓને શિલ્પ કાર્યમાં ઉત્સાહિત કરતી. જે સર્વ જૂનાં કપડાં, કાગલ અથવા બીજી કોઈ વસ્તુ ઘરના લોકોએ અકર્મણ્ય જાણીને દૂર ફેંકી મુકેલી હોય, તે સઘળી સારા માગી લેતી. જેથી એ સઘળી વસ્તુનો સદ્વ્યવહાર થાય તે ઉપર તે વિશેષ મન લગાડતી અને યત્ન કરતી. તે કોઈ વસ્તુને અકિંચિત્કર જાણી ફેંકી દેતી નહોતી, અને કોઈ અપદાર્થ જાણી અવજ્ઞાની આંખથી જોતી નહોતી. ધણીઆણી સર્વ વસ્તુનો સદ્વ્યવહાર કરતાં શિખે, એ તેની નિતાંત ઈચ્છા હતી. તે સર્વ વખતે તેઓને એ વિષયમાં સલાહ આપતી અને વિનંતિ કરતી. જે

સમયે ઘરમાં કોઈ આગન્તુક અથવા અપરિચિત માણસ આવતા નહોતા તે વખતે સારા વિશ્વાસભાવથી કેદખાનાનું ખરૂં વર્ણન કરતી. જે સઘળા અપરાધી તેના તત્ત્વાવધાનમાં રહ્યા હતા તેઓની સુવ્યવસ્થાના સંબંધમાં કદિ કદિ આશા પણ જાહેર કરતી, કોઇ વેળા નિરાશાના અંધકારમાં પણ ઢંકાઈ જતી. પ્રીતિપાત્ર આત્મીયજનો આગળ તે કદિ પણ વાત છુપી રાખવાની ઈચ્છા કરતી નહોતી; સરળ ભાવથી સરળ ભાષામાં ખરા વિષય કહી સર્વને પોતાનાં સુખ દુઃખના ભાગીયા કરતી. એવી રીતે સરળ અને પવિત્ર વાતચીતમાં સારાનો સાંઝનો વખત અતિવાહિત થતો.

પરંતુ સારાના ઘરમાં કોઈ નહોતું. તે દરરોજ ઘરને તાળું મારી પોતાનું રોજનું કામ કરવાને બાહર જતી. પવિત્ર કર્તવ્ય પાલન કરવામાં ગુંથાતી, કોઈ પણ તેને સભામાં મદદ આપતા નહોતા તેમજ ઘરના કામમાં પણ કોઈ મદદ આપતા નહોતા. સારા પોતાના ઘરમાં એકલી રહેતી, તે એકલી ઘરમાંથી બહાર નીકલતી અને એકલી ઘરમાં પાછી આવી પોતાને હાથે સર્વ ઘરનું કામ કરતી. સારા પોતાના ઘરમાં કેદીઓનું સર્વ વર્ણન અને આવકજાવકનો સર્વ હિસાબ રાખતી. જેમ સારા માર્ટિન રોજનું કામ નિયમસર પૂરૂં કરતી તેમ સર્વ વખતે અને સર્વ જગા-

પર તેની કરૂણાનો પવિત્ર સૌન્દર્ય ભાવ બિરાજતો. તેની પેદાશ ઘણીજ થોડી હતી, એથી ઘણી મેહનતથી તે પોતાનું ભરણપોષણ ચલાવતી. ચારમાઉથના અંધકારમય કેદખાનાના રહેનાર માણસ કરતાં તેની હાલત ઘણી સારી નહતી. પરંતુ એથી તેણે એક દિવસ પણ દિલગીરી દેખાડી નહિ. તેનો આત્મા પવિત્ર ઐશ્વરિક વિચારમાં નિરંતર પ્રસન્ન રહેતો. તે દુઃખીઓને મદદ આપી પવિત્ર સંતોષ સાગરમાં નિરંતર મગ્ન રહેતી. નગરની ગડબડ તેના ઘરમાં આવતી નહોતી, કોઈ જાતની જનતા તેના ઘરનો શાંતિભંગ કરતી નહોતી. તે નિર્જનમાં બેસીને અસીમ કરૂણામયના ઉપર આસ્થા રાખીને ઈશ્વરની સ્તુતિ પ્રાર્થના કરતી. તે હમેશાં નિર્જનમાં રહેતી અને એકાંત જગા તેને ઘણીજ પ્યારી હતી. તે કાર્ય ક્ષેત્રના નાના પ્રકારના વિઘ્ન વિપત્તિને દૂર કરીને વિષયોની જોડે મહાસંગ્રામ કરીને નિર્જન સ્થાનમાં બેસીને ઈશ્વરની સ્તુતિ ગાનમાં શાંતિ મેળવતી.

આ નિર્જન સ્થાનમાં શાંતિ-સુખ મધ્યેજ પરહિતૈષિણી અબળાનો પવિત્ર જીવન-સ્રોત અનંત સ્વર્ગીય પ્રવાહમાં મળી ગયો એટલે ૧૮૪૭ ઇસવીસનના અક્ટોમ્બરની ૧૫ મી તારીખે બાવન વર્ષની ઉમ્મરમાં સારા માર્ટિનનું મૃત્યુ થયું.

સારા માર્ટિન મહિલા-કુલની આદર્શ હતી. તેની કરૂણા જેવી અતુલ્ય હતી, તેવીજ હિંમત પણ અસાધારણ હતી. તે અબળા-હૃદયની અધિકારીણી થઈને જે સઘળાં મહત્ કર્મો કરી ગઇછે, તે કરવા અનેક સાહસ સંપન્ન પુરૂષ પણ સમર્થ થયા નથી. ઈશ્વર ઉપર નિર્ભર ભાવ તેને સર્વ વખતે દઢ-પ્રતિજ્ઞ અને અધ્યવસાય-સંપન્ન કરી રાખતો. પોતાની અસાધારણ કૃતકાર્યતામાં તે કદિપણ ગર્વ જાહેર કરતી નહોતી. તેનું કમનીય મુખમંડળ સર્વદા વિનય અને શીલતાથી શોભતું હતું. તે જેમાં હાથ નાખતી તે અબળાસુલભ ધીરતા અને નમ્રતા સાથે સંપન્ન કરતી. તેની કોમલ પ્રકૃતિ કદિ પણ અકૃતજ્ઞતાથી કલુષિત થઈ નહોતી. અને તેની અસામાન્ય દયાને કોઈ પણ વખત પક્ષપાતની છાયા અડકી નહોતી. સર્વ વખતે પવિત્રતાની કમનીય કાંતિ તેને ગૌરવાન્વિત કરી રાખતી. તે યારમાઉથની ઘણી જગ્યા ઉપર જતી. નગરની ખુબસુરતી ઉપભોગ કરવાનો તેનો ઉદ્દેશ નહોતો. આત્મસુખનો ઉપાય શોધવો એ તેનો અભિપ્રાય નહોતો, દુઃખીનું દુઃખ દૂર કરવુંજ તેનો એક માત્ર ઉદ્દેશ હતો. તે શોક અને યાતનાનો વિચાર કરતી, દુઃખની હદ નિર્દ્ધારણ કરતી અને અશાંતિનાં કારણ શોધવામાં વ્યાપ્ત થતી. તેની કલ્પના આ સઘળા સંતાપ દૂર

કરવાનો ઉપાય શોધવામાં લાગતી. તેનાં કામની રીતિ સર્વ નવી હતી. એના સર્વ સ્થલમાં તીક્ષ્ણ પ્રતીભા અને પવિત્ર હિતૈષિતાનું ચિન્હ જોવામાં આવતું. સારા માર્ટિનનું જીવન ચરિત્ર સઘળાઓએ મન લગાડીને અધ્યયન કરવું જોઇએ. કામિનીના કોમળ હ્દયમાં એ પવિત્ર જીવનના પ્રત્યેક બનાવ દઢરૂપથી અંકિત કરી રાખવાલાયક છે. સારા માર્ટિન સર્વ પૃથિવીમાં શ્રદ્ધા અને પ્રતિષ્ઠા પામવા યોગ્ય છે. દયા, ધર્મ અને પરોપકારમાં તેણે પોતાના સમકાલીન સઘળા મનુષ્યોને અતિક્રમ કર્યા છે. હાઉવર્ડ વગેરે હિતૈષિયો જે ગુણથી સ્મરણીય થયા છે, તે ગુણનો આ ચિર દુઃખિની અબળામાં કંઈ પાર નહોતો.

## ફ્રોકેન.

લંડન નગરના પૂર્વભાગમાં લીમ્યાન નામનો પ્રસિદ્ધ રાજમાર્ગ રાત્રિદિવસ કોલાહલથી પરિપૂર્ણ છે. એ માર્ગ ઉપરથી જે જાયછે તે 'સ્કયાંડિનેવિયા સેલરહોમ' નામનું એક ધૂસવર્ણ પાષાણથી બનેલું ભવ્ય મકાન જુવેછે. એ મકાનનો અદ્‌ભુત ઈતિહાસ જાણ્યાથી મનમાં પુણ્યનો સંચાર થાયછે; યૂરોપીઅન સ્ત્રીઓ પરોપકાર માટે આત્મવિસર્જ્જન કરી કેવી રીતના અખંડ પરિ-

શ્રમ કરેછે તેનું તત્વ જાણવામાં આવેછે; પવિત્રતાની મૂર્તિ, નાશવંત સંસારમાં પુણ્યનો ઝરો, અને પાપી પૃથ્વીમાં સ્વર્ગના દેવતા સમાન સ્ત્રી જાતિ ઉપર શ્રદ્ધા ભક્તિ વધેછે; સ્ત્રીઓ પુરૂષના સુખાભિલાષ પૂર્ણ કરવા માટેજ આ દુનિયાંમાં ઉત્પન્ન થઈ નથી, પરંતુ તેઓ પણ જીવનનાં મહાન્ કામ કરી શકેછે તેની ખાત્રી થાયછે.

ત્રીશ વર્ષઉપર સ્વીડન દેશના અપશાલા નગરની એક છોકરી માબાપ વિનાની થયાથી કોઈ ધનવાનના ઘરમાં આશ્રય પામી. એ છોકરીનું નામ ફ્રોકેન આગનિસ હેડેષ્ટમ હતું. આશ્રયદાતા ધનવાન એ છોકરીને ઘણું ચાહતો હતો. પાલકના પ્રેમભાવથી ફ્રોકેન જે વખતે જેવી ઇચ્છા થતી હતી તેવી રીતે ચાલવા લાગી. તે અન્યાયનું કામ કરે તોપણ કોઈ તેને શિક્ષા કરી શક્તું નહોતું; કારણ કે ધનવાન કહેતો કે "અરેરે! એ બિચારીનાં માબાપ નથી માટે એને કોઇ કંઇ પણ કહેશો મા." ફ્રોકેનની ઉમર જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ તેની સાથે ખુશીખુશાલીની વૃદ્ધિ થવા લાગી. તે પોતાની મૂળ દશા ભૂલીને સર્વદા હસવા, નાચવા, ગાવા અને ઘોડા દોડાવવા લાગી. સંસારનાં કામકાજ ન શીખતાં એ લાડીલી જંગલેજંગલ ફરી કદી શોભાયમાન પુષ્પથી વનદેવીના જેવો ઠાઠ કરતી અને

કોઈ વેળાએ તરેહતરેહના હસવાના તમાસામાં મગ્ન રહેતી. ધનવાનના સ્નેહથી તેની સુખાભિલાષા દિવસે દિવસે વધવા લાગી અને તે સર્વ પૂર્ણ થવા લાગી. એવી રીતે કેટલાક દિવસ ગયા, ઘણીક રીતનાં સુખ ભોગવ્યાં, પરંતુ તેના મનની તૃપ્તિ થઈ શકી નહિ; બીજી જાતનાં નવાં સુખ મેળવવાને તેનું મન વ્યગ્ર થઈ પડ્યું. એવી રીતે ઘણા દિવસસુધી નવાં નવાં સુખ ભોગવ્યાં પરંતુ તેને શાંતિ મળી નહિ. બાલિકા જુવાન થઇછે, આનંદના કોલાહલમાં સર્વદા બેસી રહેછે, પરંતુ તેનું મન જાણે કંઈ શોધતું હોય ને તે મળતું ન હોય તેમ અસ્વસ્થ રહેવા લાગ્યું. આવી અંતરવ્યથાનું ખરૂં કારણ તે પોતે પણ સમજી શકતી નહોતી. નાચરંગમાં જાય, પણ તેના મનને સુખ ઉપજતું નહોતું, ખાવા પીવામાં જે જોઇએ તે મળે, પરંતુ તેનું મન એકાએક ઊંચું થાય ને તે જાણે કંઈ વિચાર કરતી હોય તેવી જણાય; જે સંગતમાં તે હોય ત્યાં તેના મનના માન્યાપ્રમાણે સુખ મળતું નહિ; તેનું જીવતર તેને શૂન્ય માલમ પડવા લાગ્યું.

એક દિવસે તે જુવતી ભજનાલયમાં ગઈ. ઉપદેશ આપનારે મનની અશાંતિના વિષય ઉપર વ્યાખ્યાન કર્યું, અને તે અશાંતિ દૂર કરવાનો ઉપાય શું છે તે પણ કહી બતાવ્યું. આથી ફ્રોકેનને પોતાની અશાંતિ

દૂર કરવાનો નવો ઉપાય મળ્યો. તે વેળાએ તેની એવી ઈચ્છા થઈ કે સર્વ સુખ છોડી આ અન્તરદાહક અશાંતિથી મુક્ત થાઉં. પરંતુ ઘેર આવી એટલે તે સંકલ્પ હતો નહોતો થઈ ગયો. તે દરિદ્રીઓને દાન આપી તથા સ્વજનની સાથે નમ્રતાથી અને દાસદાસીઓની સાથે દયાળુપણે વર્તીને શાંતિ પામવાની કોશેશ કરવા લાગી; પરંતુ અશાંતિના સખ્ત ડંખના દુઃખથી તે છૂટી શકી નહિ. એક દિવસે તે ઘોડા ઉપર બેસી નિર્જન વનમાં ગઈ; ત્યાં ઘોડા ઉપરથી ઉતરી ઘાસની ગાદી બનાવી તે ઉપર બેસી વિચાર કરવા લાગી. થોડીવાર પછી પાસે જોયછે તો ત્યાં એક ગાય લોઢાની જાડી સાંકળથી બાંધેલી હતી, અને તેણે પગપછાડા કરી ચારે બાજુની જમીન ઘાસ વિનાની કરી નાંખી હતી. છૂટવાને સારૂ તે ગાય ચારે બાજુએ ફરી કુદમકુદા કરતી હતી. ગાયની એવી સ્થિતિ જોઇ ફ્રોકેન પોતે પોતાને કહેવા લાગી કે, "તું પણ એ ગાયની પેઠે જેટલું સુખ સંભવેછે તે ભોગવેછે અને દૂરનું સુખ પામવા ચાહેછે પરંતુ મળતું નથી. સાંકળ તોડી નાંખ, તેથી વાસના પૂર્ણ થશે." જુવાન ફ્રોકન જેને માટે આજ સુધી વ્યાકુળ થઇ ફરતી હતી તે રસ્તાની શોધ આજ તેને મળી, એટલે અશાંતિ દૂર કરવાનો ઉપાય તેને જડી આવ્યો.

તરત તે ત્યાંથી ઊઠી અને આનંદથી ઉન્મત્ત જેવી થઇ ઘોડાઉપર બેસી અતિ વેગથી તેને દોડાવતી ઘેર આવી. ઘરમાં આવતાંજ બૂમ પાડી સઘળાંઓને કહેવા લાગી "હું મુક્ત થઇ છું." ચોતરફનાં માણસોએ ધાર્યું કે એ ઘેલી થઇછે. તે ફૂલના બગીચામાં જઈ ફૂલોને છાતી સરસાં ચાંપી કહેવા લાગી "મારી રક્ષા થઇછે." જેને જોતી તે બધાંને એમજ કહેતી "મારા પ્રાણનું બંધન તૂટી ગયુંછે, હું મુક્ત થઈછું." સઘળાઓએ ધાર્યું કે નક્કી એ ગાંડી થઇછે. સ્વર્ગની વાત સાંભળ્યાથી હમેશાં પૃથ્વીના લોકો એવી વાત કહેનારને ઘેલો અને તેના કહેવાને બકવા કહી હસેછે.

તે દિવસથી અતિ ચંચળ પ્રકૃતિની તે જુવતિએ સ્થિર ચિત્તથી શાંત પ્રકૃતિ ધારણ કરી. એક પળમાં તેણે સંસાર–સુખની લાલચને મનમાંથી સમૂળ ઉખેડી નાંખી, અને તૃષ્ણા વગરની થઇ નિષ્કામ હ્રદયથી ભગવાનમાં પોતાનો પ્રાણ પરોવ્યો. અશાંતિના તૃષ્ણા રૂપ દવમાં હમેશ બળતાં નરનારીને શાંતિનો રસ્તો દેખાડવા માટે ઘણા ઉત્સાહથી રાજમાર્ગમાં ઊભાં રહી તેણે ઉપદેશ આપવાની શરૂઆત કરી. સ્વીડન દેશની સ્ત્રીઓ કોઇ વખતે પણ જાહેર ભાષણ આપતી નહોતી; પરંતુ ફ્રોકેન સંસારથી અતીત થવાને લીધે પાપથી મુક્ત થવાની રૂડી વાત હજારો નર નારીને બેધડક કહેવા લાગી.

તેની વાતો સાંભળવા માટે હજારો સ્ત્રી પુરૂષ એકઠાં થતાં હતાં. સઘળાંઓ શ્રદ્ધા ભક્તિથી પૂર્ણ થઇ તેની વાતો સાંભળતાં અને તેમાંનાં હજારો તેના ઉપદેશથી પોતાના આત્માના કલ્યાણ માટે નવું જીવન હાંસલ કરવા લાગ્યાં.

સ્ત્રીનું મન સાર્વભૌમિક ઉદારતાથી પરિપૂર્ણ હોયછે. પૃથ્વીના લોક માટે સ્ત્રીનું મન સર્વદા ઘણું કોમળ અને દયાળુ હોયછે, તેથી કોઈપણ જાતની લાગણીની અસર તેને ઝટ થાયછે. એજ પ્રમાણે વૈરાગ્ય પામેલી ફ્રોકેનનું પવિત્ર મન ઘણું બળવા લાગ્યું. તેણે સાંભળ્યું કે ભારતવર્ષમાં ઘણો કલેશ છે, ત્યાંના લોકની ઘણી દુર્દશા છે. આથી તેને ઘણો ખેદ થયો અને તેટલામાટે ભરતખંડમાં આવવાસારૂ તે પોતાનો સ્વદેશ છોડી તુરત ઇંગ્લાંડમાં આવી. ભરતખંડમાં પોતાનું કામ કરવાને ઠીક પડે માટે ત્યાં રહી તે અહિંની ભાષાઓ શીખવા લાગી, તથા આપણા આચાર વ્યવહાર જાણવાની કોષેશ કરવા લાગી. એવામાં એક દિવસે ફરતાં ફરતાં લંડનના પૂર્વભાગમાં જઇ તેણે જોયું તો ત્યાં ગરીબોનું ઠેકેઠાણુ દીઠું. ત્યાંના ભાગ્યહીન લોકો માંદા પડ્યાથી તેમને ઔષધ મળતું નથી, અને દુઃખથી પીડાયછે, પણ તેમની સેવાચાકરી થતી નથી, તે જોઇ તેનું દયાળુ હ્રદય પીગળ્યું. તે વખતે તે જેમ જેમ આગળ જતી

ગઈ તેમ તેમ ભીડમાં તેના સ્વદેશી હજારો નાવીકો દારૂ પીધાથી બેશુદ્ધ પડેલા જોઇ તેનું મન કંપવા લાગ્યું. તેજ વેળાએ તેણે ભારતવર્ષમાં આવવાની ઈચ્છા છોડી એ ખલાસીઓના ઉદ્ધારને માટે જીવન અર્પણ કરવાનો સંકલ્પ કર્યો; અને ત્યારથી તે કોઈ વખતે સેવા ચાકરી કરી અને કોઇ વખતે રડી તેઓને સારે માર્ગે લાવવાની કોષેશ કરવા લાગી.

પેહેલે દહાડે તે એક સ્ત્રીને સાથે લઈ રોહક્લિફ નામના રસ્તા ઉપરના પરદેશી લોકોને રહેવાના આશ્રમ પાસે ગઈ. ત્યાં જુવેછે તો એક બંધ મકાનમાં ખલાસીઓ દારૂ પીને ઉન્મત્ત થયાછે અને ત્યાં મારામારી કરી એક-મેકને લોહી લુહાણ કરેછે તથા છૂટી જીભે ગાળો ભાં-ડેછે. આ જોઇ સાથે આવનારી સ્ત્રી બહાર ઊભી રહી. ફ્રોકેન એકલીએ દરવાજો ઠોક્યો. તરત દરવાજો ઉઘ-ડ્યો અને તે હિંમતથી અંદર ગઈ. દરવાજો પાછો બંધ થયો. તે રૂપ-લાવણ્ય-સંપન્ન વીશ વર્ષની ઉમ્મરની જુવતી એકલી, દારૂથી ઉન્મત્ત થયેલા ખલાસીથી ઘે-રાઈ ગઈ. તેઓ તેને જોઈને બૂમો પાડવા લાગ્યા, મશ્કરી કરવા લાગ્યા, અને નારકીય ભાવથી તેના ઉપર હુમલો કરવાને તત્પર થયા, તેથી ફ્રોકેનની આંખ ફાટી. તે ઊભી થઇ બોલવા લાગી અને તેનાં મર્મવેધક વાક્યો ચોતરફ વીજળીના ઝાટકા જેવાં પ્રતાપ વિસ્તાર કરવા

લાગ્યાં. જે સ્થળ દારૂથી ઉન્મત્ત થયેલા ખલાસીઓની ગર્જનાથી પૂર્ણ હતું તે સ્થળ ધીરે ધીરે શાંત થયું. છકેલા ખલાસીઓ શુદ્ધિમાં આવી કાન દઈ તેની વાત સાંભળવા લાગ્યા. ફ્રોકેને તેમને સમજાવ્યું કે તેઓ માણસ થઈ પશુના કરતાં પણ અધમ જીવન ગાળેછે. તેની સ્નેહયુક્ત સમજાવટથી ખલાસીઓનાં કઠણ હૃદય પીગળ્યાં. તેમનાં મન શાંત થયા પછી ફ્રોકેન ત્યાંથી ચાલી ગઈ.

બીજે દિવસે સાંજે તે પાછી ઉપલા સ્થળે ગઈ. તે વખતે ઘણા ખલાસીઓ એ અપૂર્વ રમણીને જોવામાટે ત્યાં એકઠા થયા હતા; તેઓમાંના ઘણાક એની સ્નેહ ભરેલી વાતો સાંભળી રડી પડ્યા. વિપદની વેળાએ કોઇએ પણ તેઓને અગત્યની વાત કહી નહોતી; પ્રદેશમાં દારૂ વેચનારનાં પ્રલોભન વાક્ય અને નષ્ટ સ્ત્રીઓનાં પ્રાણહરણ સંભાષણ સિવાય બીજું કંઈજ તેઓ જાણતા નહોતા. આજથી તેઓએ જાણ્યું કે વિદેશમાં પણ તેઓને ચહાનારા લોકો છે. પ્રેમનો જય થયો. સેંકડો ખલાસીઓએ પશ્ચાત્તાપના અશ્રુજળમાં ભીંજાઈ નવું જીવન ગાળવાનો સંકલ્પ કર્યો. પછી ફ્રોકેન એક મકાન ભાડે લઇ ત્યાં તેઓને રોજ ઉપદેશ આપવા લાગી. એવી રીતે થોડો કાળ ગયો. ખલાસીઓ વિદેશમાં મદદ વગરની હાલતથી મુસાફરખાનાનો આશ્રય લેતા, એ મુસાફરખાનુંજ તેઓનું સર્વ નાશનું મૂળ કા-

રણ હતું. એ વાસ્તે ફ્રોકેને તેના સ્વદેશીય ખલાસીઓ માટે સન ૧૮૮૦ માં નવું મુસાફરખાનું બનાવ્યું. એ મકાન લીમ્યાન સ્ટ્રીટમાં સ્કાંડિનેવિયા સેલરહોમને નામે પ્રખ્યાત છે. એમાં દરરોજ ઓછામાં ઓછા એકસો ખલાસીને આશ્રય મળેછે. ફ્રોકેન પોતે એ મકાનનો બંદોબસ્ત કરેછે, હિસાબ કિતાબ રાખેછે, અને પોતાને હાથે સર્વને ખાવાનું પીરસેછે. હાલ એની ઉમર ૪૩ વર્ષની થઇછે. તે ખલાસીઓની ધર્મની મા થઈછે. તેઓ પૃથ્વીના ઘણા સ્થળમાંથી વિચિત્ર પદાર્થો સંગ્રહ કરી લાવી તેને ભક્તિપૂર્વક ભેટ આપેછે. તે સર્વ વસ્તુ ફ્રોકેન પોતાના ઓરડામાં ગોઠવી રાખેછે. દુ:ખમાં પડયાથી વિપદ થાય ત્યારે ખલાસીઓ દૂર દૂરાંતરથી કાગળ લખી તેની મદદ અને સલાહ માગેછે, તે દરે-કના અભાવ દૂર કરવાની તનમનથી એ કોશેશ કરેછે.

ફ્રોકેને સંસાર બંધન તોડી વાસના અને તૃષ્ણાનાં મૂળ ઉખેડી આજે શાંતિ મેળવી છે. તે આત્મસુખનો ત્યાગ કરી દુનિયાને માટે જીવન અર્પણ કરી સુખી થઇછે. આ સંસારમાં જે સુખની ઈચ્છા કરે તેને સુખ મળતું નથી, અને જે સુખને ચાહતો નથી તે સુખ મેળવેછે.

ફ્રોકેન ! આ પૃથ્વીમાં તમને ધન્ય છે. હૃદયની ગાંઠો તોડી, સંસારનો પાશ કાપી, પૃથ્વીના નાશવંત સુખને વિસર્જન આપી તમે નિષ્કામ થયાંછો.

# એલિજાબેથ.

યુરોપના અન્તર્ગત આસ્ટ્રેલિયા નામના દેશમાં હુંગરી નામનો એક પ્રદેશ છે. ત્યાંના રાજ્યાધિપતિની એલિજાબેથ નામની કન્યા હતી. સાધ્વીમાતાના સદ્દષ્ટાંતથી અને સદુપદેશથી ન્હાની ઉમ્મરમાંજ તેના મનમાં ધર્મ ભાવ પ્રબલ થયો હતો. એલિજાબેથ જ્યારે ઘણીજ ન્હાની હતી ત્યારે તેના પિતાએ પાસેના કોઈ રાજાના પુત્રની સાથે તેનું લગ્ન કરવાનું વચન આપ્યું હતું, તદનુસારે તેને તે રાજાના મેહેલમાં લઈ જવામાં આવી અને જેથી તેની સુશિક્ષા થઈ શકે તેનો પણ જેવો જોઈએ તેવો બંદોબસ્ત કર્યો. ત્યાં એલિજાબેથ વર્દ્ધિત થવા લાગી. તેના મનમાં ઈશ્વરાનુરાગ દિવસેદિવસ એટલોતો પ્રબલ થવા લાગ્યો અને પાર્થિવ ઐશ્વર્યના પ્રતિ એટલી તો વિતૃષ્ણા થવા લાગી કે સર્વદા સામાન્ય પોશાક પેહેરીને સર્વદા ઈશ્વરનું નામ દઈને કાળ ગાળવાની તેની એકાંતિક ઇચ્છા થઈ. જેની સાથે તેનું લગ્ન થનાર હતું તે રાજપુત્રને તે પ્રાણુની સાથે ચાહતી હતી ખરી, પરંતુ તે સર્વદા આવી પ્રાર્થના કરતી હતી કે "હે પ્રભો ! હું તમોને ચાહતું એટલે સર્વને ચાહું." જ્યારે તેની ઉમર ૧૪ વર્ષની થઈ, ત્યારે તેની ભાવી નણંદ અને સસરાની સાથે એક દિવસે અમૂલ્ય પોશાક અને ઘરેણાં પેહેરીને

ભજનાલયમાં ગઇ હતી. એલિજાબેથે "ઈશ્વરના ગૃહમાં" પ્રવેશ કરીને પોતાનો હીરાથી જડેલો મુકુટ ખોલી મૂકયો અને દીન ભાવથી ઉપાસના કરીને બાહાર નિકલી. તેના ભાવી સસરાએ તેને એ વાસ્તે તિરસ્કાર કર્યો, તેના જવાબમાં એને કહ્યું "ઉપાસનાની વખતે વેશભૂષાનું ચાકચિકય શા માટે જોઈએ? આ જુઓ ઇશુના માથા ઉપર કાંટાનો મુકુટ છે? હું શું તેના કરતાં મોટી કે?" વૃદ્ધ વાતની ગંભીરતા સમજી શકયો નહિ. ઘરમાં જઈ એલિજાબેથે પ્રાર્થના કરી—હે પ્રભો! હું તમોને પૂર્ણ પ્રાણની સાથે પ્રીતિ કરવા ચાહુંછું. તમે મારા પ્રાણેશ્વર છો. તમને હું ચાહુંછું તેનો પરિચય આપવા મને લાગ આપો. જે પ્રીતિ કરે છે તેને સર્વ લોકો આપેછે. તેથીજ નાથ! પ્રાર્થના કરૂંછું કે મારૂં યથા સર્વસ્વ અને હું પોતે પણ તમને અર્પણ કરી સુખી થાઉ." ૧૪ વર્ષની બાલિકાનો કેવો ગંભીર નિર્ભરનો ભાવ આ પ્રાર્થનામાં પ્રકાશિત થાય છે!

એલિજાબેથનો થનાર સ્વામી એટલા દિવસ થયા શિખવા માટે દેશમાં ગયો હતો. લગ્ન થવાની પેહેલાં તે ઘણું કરીને એલિજાબેથને મળતો ન હતો. સંપ્રતિ સુશિક્ષા લાભ કરીને મૃતપિતાનું રાજ્ય સ્વહસ્તે લેવાને તે ઘરમાં પાછો આવ્યો. તેણે આવીને સાંભળ્યું કે એલિજાબેથના નામે ઘણી કુત્સા પ્રચાર થઈ છે. તે

ગરીબ લોકોની છોકરીના પ્રમાણે પોશાક પેહેરેછે, ગરીબ લોકોનાં છોકરાંછોકરીઓને પોતાનાં સગાવાહાલાં પ્રમાણે જાણેછે; અને ગરીબ લોકની સેવામાં પોતાનો પ્રાણ મન યથાસર્વસ્વ નષ્ટ કરેછે. એવી વાતથી ધર્મપરાયણી યુવતી ઉપર તેને વધારે શ્રદ્ધા થઇ. તેણે એલિજાબેથને એક મૂલ્યવાન ભેટ મોકલી.

ત્યારબાદ થોડા દિવસ પછી એલિજાબેથનું લગ્ન થયું. સ્વામીના સંસારમાં કંઇ પણ કલેશકારક નહોતું. ઘણું ધન, ઘણી દાસદાસી, હતાં એટલે એલિજાબેથ જો ધારત તો બીજા દશ મોટા માણસોની બાયડીના જેવી સુખમાં સંસારયાત્રા નિર્વાહ કરી શકત. પરંતુ તેના પ્રાણમાં બીજી તરફની આગ બલતી હતી. તે ધનને પોતાની સેવામાં ખર્ચવાની અભિલાષા રાખતી નહોતી. સ્વામિની અનુમતિ લઈ એલિજાબેથ રાત્રનો ઘણો કાલ અધ્યયન અને ઉપાસનાદિમાં ગાળતી. સવાર થતાંજ ઉપાસના કરીને દરિદ્રનાં દુઃખ દૂર કરવાને વાસ્તે દોડતી. ઉત્કૃષ્ટ આહાર ઉપર તેને રૂચિ નહોતી. ઉત્કૃષ્ટ પોશાકમાં તેની સ્પૃહા નહોતી. સર્વ સાથે ખાવા બેસવાથી કોઇ સમજી નહિ શકે કે તે થોડું ખાયછે એ વાસ્તે જુદી જુદી જાતની વાતોથી લોકનું મનરંજન કરીને પોતે અલ્પાહારી રહેતી. જણાય છે કે ખાવા બેસતી વખત તેને યાદ આવતું હશે કે કેટલાંક અનાથ, કેટલાંક

અસહાય બાળક બાલિકા આજ અનાહારે તથા અર્દ્ધાહારે ભગ્ન ગૃહમાં બેસીને હાહાકાર કરતાં હશે. તેને સર્વદા દરિદ્રની ઝુંપડીમાં દરવાજે દરવાજે ફરવું પડતુ તેથી એવો મર્મભેદી દેખાવ તેની ચક્ષુની આગળ અપરિચિત કેમ રહે? કોઈ કોઈ વેળાએ તે પોતાના હાથે દરિદ્રોને માટે સામાન્ય રૂપ પોશાક તૈયાર કરતી. તેના દાતવ્ય વગેરેની સંખ્યા નહોતી. દીન તથા દુખી જનો ઉપર તે કૃપાનો વર્ષાદ વર્ષાવતી. છેલ્લે બે પુત્ર અને કન્યા લઈને એલિઝાબેથ વિધવા થઇ. પૃથ્વીમાં એક શ્રેણીના મનુષ્યો હોયછે જેઓ પોતાની અંદર સદ્ગુણનો અભાવ જોયાથી બીજાના સદ્ગુણ જોઇને ઇર્ષ્યારૂપી આગમાં બળી જાય છે. એલિજાબેથના દેવોપમ ચરિત્રના ગુણ ચોતરફના લોકોની આંખમાં અતુલનીય જણાવવા માંડયાથી એક શ્રેણીના લોકોની આગળ તે ચક્ષુશૂલ થઈ પડી. તે શ્રેણીમાં ઘણાંક આબરૂદાર લોકો હતા, તથાપિ ઉપયુક્ત સ્વામી વર્તમાન રહ્યાથી કોઇ હિંમતથી વાત કરી શકતા નહોતા. પરંતુ ઈશ્વર ઉપર જે નિર્ભર કરવા શિખ્યો છે અને ઈશ્વરને જે જીવંત જાગૃત સત્યરૂપથી ઉપલબ્ધિ કરી જાણેછે, તેના વિપરીત પૃથ્વીના સમસ્ત લોકો થાય તોપણ તે ભય પામતો નથી. સ્વામીના મૃત્યુ પછી તેનો પુત્ર રાજા થવાની વાત હતી, પરંતુ રાજસભાસ-

દાએ બળપૂર્વક તેના દેવરને સિંહાસન ઉપર બેસાડયો. એક તો ભોજાઈ, તેમાં શોકાતુર વિધવા, તેથી એલિઝા-બેથના ઉપર સદય વ્યવહાર કરવો. એ હેનરિની ફરજ હતી, પરંતુ તેણે ભદ્રતાનો નિયમ, સૌજન્યની નીતિ અને દ-યાની અનુવર્તિતા છોડીને ભ્રાતૃવધૂને ઘરમાંથી કાઢી મૂકી, નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે કોઇ તેને ઘરમાં જગા ન આપે. અનાથા રસ્તાની ભિખારિણીના પ્રમાણે સ્વા-મીના રાજમાર્ગ ઉપર ફરવા લાગી. તેનાં છોકરાંને તેની સાથે આવવા દીધાં નહિ. રાતે ભજનાલયની અનાચ્છા-દિત ચાલીમાં તથા કોઇ સાહસિક ધર્મભીરૂ પાદરીના ઘરમાં ક્રમે ક્રમે આશ્રય લઇ એલિઝાબેથ છેલ્લે એક સં-ન્યાસિનીની પાસે ગઇ. એટલામાં તેનાં છોકરાંને તેના નિષ્ઠુર કાકાએ ઘરમાંથી કાઢી મૂકયાં હતાં તેથી ત્રણ સંતાનને લઇને એલિઝાબેથ આ સંન્યાસિનીના ઘરમાં આશ્રય લેવા ગઇ. સંન્યાસિની એલિઝાબેથની માસી થતી હતી, તેણે બાલ્યકાલથી સંન્યાસ ધર્મ લીધો હતોઃ હાલ બેહેનની છોકરીની આવી દશા જોઇને વ્યથિત અં-તરથી તેઓને એક ઓરડી આપી. ઈશ્વરમાં અનુપ્રા-ણિત નહિ થયાથી અર્દ્ધાહાર તથા ઉપવાસમાં રહીને પ્રફુલ્લ ચિત્તથી દિવસ ગાળવા એ કંઇ નાનીસુની વાત નથી. પણ એલિઝાબેથ તો મૂળથીજ ધર્મપરાયણ હો-વાથી તેજ કરવા લાગી. જેઓ પાર્થિવ સંપદને જીવ-

નનું ચરમ લક્ષ સમજે છે, તેઓ ધનહાનિ તથા સંભ્રમનાશથી વિકલ ચિત્તવાળા થઇ શકશે ખરા, પરંતુ એલિજાબેથે ધર્મ માટે આન્તરિક વૈરાગ્ય વ્રત ધારણ કર્યું હતું–તેને વ્રત પાલવામાં શા વાસ્તે કલેશ ઉપજે ! આવા કલેશની વેળાએ કોઈ કોઇ સદાશય બંધુ તેને પુનર્વિવાહ કરીને સાંસારિક સુખમાં સુખી થવાની સલાહ આપતા. અને વાસ્તવિક ચારેબાજુએ રાજકુમારીમાં તેની જેવી સુખ્યાતિની વાર્તા ફેલાઇ હતી તેથી એલિજાબેથે એવા સંકલ્પનું અનુમોદન કર્યું હોત તો અનાયાસથી પાર્થિવ સુખમાં સુખી થઇ શકત પરંતુ અપાર્થિવ ધનની આશામાં જે મત્ત થાયછે તેને પૃથ્વીનું સુખ શું કરી શકે? એલિજાબેથે જીવનનો રહેલો ભાગ ઈશ્વર સંતાનોની સેવામાં ખર્ચ કરવાનો સંકલ્પ જણાવ્યો. તેણે એવી દૃઢતા તથા નમ્રતાની સાથે પોતાનો મત કહ્યાથી ફરીથી કોઇ તેની પાસે વિવાહ કરવાની વિનંતી કરવાને સાહસી થતા નહોતા. તેણે પરોપકારમાં, પરસેવામાં અને ઈશ્વરાધનામાં ઘણા વરસ ગાળ્યાં. છેલ્લે બંધુબાંધવો વચમાં પડયાથી તેના દેવરે તેને રાજભવનમાં પાછી બોલાવી. આ વેળાએ તેના પદોચિત આચરણમાં ત્રુટિ થઇ નહોતી ખરી, પરંતુ રાજાના મેહેલમાં સંન્યાસિની આ વિસદૃશ દૃશ્યથી હેનરી અને તેના સગાવાહાલાઓને ઘણો ખેદ થતો. આ ખેદ સ-

મય સમય વ્યંગોક્તિ અને અત્યાચારના આકારે પ્રકાશિત થઇ એલિઝાબેથના પ્રાણને તિક્ત કરવાનો યત્ન કરતો. પરંતુ આહા કેવો ઈશ્વર ઉપર નિર્ભર! કેવો ઈશ્વર ઉપર વિશ્વાસ! તેણે દીન દુઃખી લોકોનાં દુઃખ દૂર કરવાને એક ચિકિત્સાલય સ્થાપ્યું હતું. અને પોતે સર્વક્ષણ યત્નથી દુઃખી અને પીડિત લોકોની બરદાસ કરતી. તેના હાથમાં જ્યારે ધન આવતું ત્યારે તે સ્થાનના નિરાશ્રય અને અનાથોને સમુદાય આપી દેતી. તેનો પિતા તેને પત્રમાં ઘેર આવવાને લખતો, પરંતુ તે પરદુઃખસંહારિણી એલિઝાબેથ પિતાને આવી રીતનો જવાબ લખતી “પિતા! રાજકુમારી થઇને પિત્રૈશ્વર્ય ભોગવવાના કરતાં દીન દરિદ્રોનાં દુઃખ મોચન માટે કષ્ટ સહન કરવું મારા પક્ષે અધિક સુખકર-છે.” આવી રીતે લોકોના ઉપકાર કરીને કષ્ટ સહન કરતી. મૃત્યુના છેલ્લા દિવસ સુધી તે ઈશ્વરની પ્રાર્થના કરતી તેમાં કહેતી કે “મારા પ્રાણેશ્વર! તમારી ઇચ્છા મારાથી પૂર્ણ થાઓ તમે જે કલેશ આપો છો એ અવશ્ય મંગલાભિપ્રાયથી. એટલામાટે તમને ધન્યવાદ આપુંછું.” મૃત્યુ થવાના કેટલાક દિવસ આગમજ તેણે જાણી લીધું હતું કે તેના છેલ્લા દિવસ પાસે આવેછે. તેથી તે તૈયાર થઇ, અને સર્વની સાથે યથોચિત આલાપાદિ કરી પરલોકનો આહ્વાન સાંભળતાંજ આત્મ-

સમર્પણ કર્યું. અને અપૂર્વ શાંતિની સાથે અનંત કાળને માટે નિદ્રિત થઈ.

## રે.

રે નામની એક અસાધારણ સ્ત્રી હતી. તે દરિદ્ર અને દુ:ખિત માણસ માટે સર્વદા શોકાતુર થતી. પુસ્તકાદિ લખી તેની જે આમદાની થતી તે, તે તેઓને આપતી. એક વખત હાથમાં રૂપીઆ ન રહ્યાથી, પોતાનું એક રૂપાનું વાસણ વેચી પારકાનું દુ:ખ તેણે દૂર કર્યું હતું. બાહાર જતી વેળાએ પોતાની સાથે નાના પ્રકારના પૈસા લઇ જે દુ:ખી દરિદ્ર માણસને જોતી તેની હાલત જોઇને આપતી. એ સિવાય ધર્મ સંબંધી પુસ્તકો મફત વેચતી, અને કપડા વગરનાં માણસોને કપડાં આપવામાટે પોતાના હાથે તે બનાવતી. પરદુ:ખ તેના હૃદયને એવું તો વ્યાકુલ કરતું કે તે સાંભળતાંજ રડી પડતી. પરંતુ પોતે દુ:ખ સહન કરવામાં હિંમતવાન હતી. લોક પીડિત થયાથી અથવા વિપત્તિમાં પડયાથી તેઓ પાસે જઇ તેમની ખબર લેતી, ગરીબ બાલક અને બાલિકાને પોતે શિખાવતી, અથવા પોતાને ખરચે શીખાવતી. તેનું મરણ થયાથી, સેંકડો ગરીબ માણસો વિલાપ કરી તેનું ગુણકીર્તન કરતાં હતાં.

# રોઝા ગોબાના.

ઇટાલિ દેશમાં રોઝા ગોબાના નામની એક છોકરી રહેતી હતી, તેનાં માબાપ નહોતાં તે ઘણું સારૂં સીવવાનું કામ જાણતી હતી. એ કામથી પોતાનો ગુજારો કરતી હતી. દુનિયાનું સુખ ભોગવવાની અથવા પરણવાની કંઈપણ ઇચ્છા તેને નહોતી. અકસ્માત એક દિવસે એક ગરીબ અનાશ્રય છોકરીને જોઇ તેને દયા ઉપજી. તેણે તેને કહ્યું, તું અનાથા છે, હું તારૂં ભરણપોષણ કરીશ, તું મારી પાસે રહે. એ વાતમાં એ અનાથ છોકરી રાજી થયાથી રોઝા ગોબાના કેટલીક બીજી અનાથ છોકરીને એકઠી કરીને સર્વેને સીવવાનું કામ શિખવવા લાગી. એની મતલબ એ હતી કે એ સઘળી છોકરીઓ પોતાની મેળે પોતાનો ગુજારો કરવાને શક્તિવાન થાય, અને મેહેનતુ સ્વભાવવાળી થાય તો ખરાબ રસ્તે જાય નહિ. પેહેલવેહેલાં ઘણાક ખરાબ અને લંપટ માણસો રોઝા ગોબાનાને પરિહાસ અને દોષ લગાડતા હતા, પણ તેઓ ફાવ્યા નહિ. થોડા દિવસમાં રોઝા ગોબાનાનું કારખાનું ભરાઇ ગયું, અને દેશની ઘણીક અનાથ છોકરીનો ઉપકાર પ્રાપ્ત થઇને રાજપુરૂષો ઘણો ઉત્સાહ આપવા લાગ્યા. થોડા દિવસ પછી રોઝા ગોબાનાના એક બે શિષ્યોએ એવી શિક્ષાલય બીજી જગા પર સ્થાપી હતી.

એકવીસ વર્ષ પરોપકારમાટે તે મહેનત કરીને થાકી ગઇ, અને અંતે રોગી થઇને મરી ગઇ.

## ગોયનડેલાઇન.

ગોયનડેલાઇન નામની સ્ત્રી બાલકાલમાં ઘણી દયાલુ હતી. તેણે ઘણી સારી કેલવણી મેળવી હતી. તે એક રોમના પ્રિન્સ માર્ક એટની વર્ગીની સાથે પરણી હતી. તે રોમમાં દુઃખિયોનાં દુઃખ દૂર કરવા મંડી હતી. તે એટલી તો દયાલુ હતી કે જ્યારે કોલારાએ ઉત્તર યુરોપ, ઇંગ્લંડ અને ફ્રાન્સ વગેરે ઘણા ધનવાન મુલકોને ઉજડ કરીને છેલ્લે ઇટાલી અને રોમનગર પર હુમલો કીધો અને જ્યારે હજારો લોકો કોલારાથી મરતાં હતાં, તે વેળાએ ગોયનડેલાઇન દરદી લોકો વચ્ચે સ્વર્ગી દેવી રૂપથી આવતી, અને રોગીઓની સેવા કરતી. એ વખતે રોમની ઘણી ખરાબ હાલત થઇ ગઇ હતી. સઘળી જગા ઉપર ભયંકર દેખાવ જણાતો હતો, કોઇ જગા ઉપર અનાથ બાલક રડતાં હતાં, કોઇ જગા ઉપર છોકરાના મરણથી મા રડવાનો અવાજ કરતી હતી, કોઇ જગા ઉપર પતિ વગરની પત્ની રડતી હતી. સર્વ જગા ઉપર કેવળ શોક અને વિલાપધ્વનિ કાનમાં આવતો, તે વેળાએ ગોયનડેલાઇન સર્વ રોમરાજ્યની માતા થઈ.

તેની અમૃત જેવી વાતથી અસહાય અને અનાથોની ચિંતા દૂર થતી. અનાથોના ભરણપોષણ માટે તેણીએ એક સભા સ્થાપી. દર સોમવારે એક મુકરર કરેલા ઓરડામાં આવી દરિદ્રોને દાન આપતી. ત્યાં બુઢાઓ, અનાથ, અસહાય, વિધવા સ્ત્રીઓ અને નાના પ્રકારના ગરીબ લોકો એકઠાં થઇ તેઓનું કષ્ટ દુઃખ અને અભાવ જણાવતા. દરેકને તેઓની હાલત પ્રમાણે મદદ અને સારી સલાહ તે આપતી. તે વિચાર કરીને દાન આપતી, કોઇ આળસુ તથા પાપમાં ન પડે તે માટે ગરીબોને શીવવાને રેશમ તથા ઉન વગેરે વેચાતું લઇ આપતી, ને તેઓ તેનાં કપડાં અને દ્રવ્યાદિ તૈયાર કરીને ગોયનડેલાઈનને આપતાં. તે તેનું વજન કરીને પાછી લેતી, અને તેના લાભનો ભાગ તેને આપતી. ગોયનડેલાઈનનું એક ન્હાનું ઔષધાલય હતું, તેમાં તે પોતાને હાથે રોગીને દવા ખવરાવતી, અને જખમી થયલા માણસોના જખમ પોતે સાફ કરીને મલમપટા કરતી, તે સર્વદા ડેલાટિરનિટા ડી પેલેગીની નામની આસપીતાલ અને બીજાં પુષ્કળ દવાખાનાં જોવાને જતી, અને રોગીની ઘણી શોચનીય હાલતમાં પણ તે ડરતી કે નાખુશ થતી નહોતી. તે પોતાને હાથે તેઓનાં બિછાનાં સાફ કરતી, અને પોતાને હાથે તેઓને ખવરાવતી તથા પાણી આપતી. એક દિવસે ગોયનડેલાઇન

એક રોગી માણસને જોવા ગઇ હતી; પરંતુ તેનું ઘર ઘણું મેલું અને બો મારતું હતું, એટલે તેણીનાં સાથવાળાઓએ કોઇ પણ રીતે ઘરમાં જવાને ના પાડયું; પરંતુ ગોયનડેલાઇન કંઇ પણ આનાકાની વિના ઘરમાં ગઇ. રોગીનાં કપડાં ઘણાં મેલાં અને વાસ મારતાં હતાં, ને તેનું બિછાનું ઘણું મેલું હતું અને ઘરની ચારે બાજુએથી ખરાબ વાસ આવતો હતો. ગોયનડેલાઇને તરત પોતાને ઘેરથી એક સારૂં બીછાનું અને સાફ શાલ મંગાવી અને પોતાને હાથે ઝાડુ કાહાડીને તે સ્ત્રીનું ઘર સાફ કર્યું. ઊત્તમ બિછાનું કરી તથા તેને સ્વચ્છ કપડાં પહેરાવીને જતી રહી. એક વેળાએ એક સ્ત્રીએ અડધી રાતે મદદને વાસ્તે નિવેદન કરી મોકલ્યું તે વેળાએ ગોયનડેલાઇન ભર ઊંઘમાં હતી. તે વેળાએ દાસીએ તેને જગાડીને પ્રાર્થનાપત્ર તેના હાથ ઉપર મુકયું. ગોયનડેલાઇને ઘોડાને સજ્જિત કરવાનો હુકમ કર્યો, અને થોડા પૈસા અને વસ્ત્ર લઇને ગાડીમાં બેસીને તે દરિદ્રોના ઘરની તરફ ગઈ. દાસીએ એવી વખતે ન જવાને માટે વારંવાર વિનંતિ કર્યાથી તે બોલી, "પરોપકારમાં હું સમયનો વિચાર કરી શકતી નથી." એક વખત ત્યાંના રાજકુમારે કોઇ ઊત્સાહના પેહેલાં ગોયનડેલાઇનને ઘણા કીમતી પોશાક બનાવવાને માટે ઘણું ધન આપ્યું. પરંતુ તેણે તે ન લેતાં સર્વ ધન દ-

રિદ્રોને વેંચી આપ્યું. તેણે રોમનગરમાં એક સેવિંગ બેંક સ્થાપી. તેણે જોયું કે રોમનગરમાં દરિદ્ર બાલક બાલિકાઓ ખરી કેલવણીના અભાવથી દુનીતિવાળાં થાય છે. તેણે એવી નિશાળ બનાવી કે જેથી બાલક બાલિકા નીતિવાન થાય. તે વચમાં વચમાં પોતે જઇને તે નિશાળ જોતી. ગોચનડેલાઇન સર્વ વાતે ધર્માનુશાસનની વશીભૂત થઇને ઘરનું કામ કરતી; તે ઘરના કામમાં ઘણી કુશલ હતી. તે પોતાનાં છોકરાંને નીતિ અને ધર્મનો બોધ કરતી. અને ઈશ્વર ચિંતામાં નિમગ્ન રહેતી.

## વિદુલા.

ખરેખરી માતા કોણ છે? પુત્રનું પાલનપોષણ સઘળી કરેછે, પુત્રના જીવનમાં જીવતર નાખવું પણ ઘણીકોને અસંભવ હોતું નથી, પરંતુ તેમાં ખરેખરી માતા કેટલી હોયછે? પુત્રનું ભલું સઘળીઓ કરેછે, પુત્ર સૌભાગ્યશાલી થાય–સજ્જન થાય એવી પ્રત્યેક માતાના હૃદયમાં ઇચ્છા રહેલી હોય છે, પરંતુ કેટલી માતા તે વાસના કામમાં આણવાને યત્નવતી હોયછે? ભવિષ્યનાંસુખ દુઃખ અને જીવનની ઉન્નતિ અવનતિ બાલ્યકાળથીજ જેના હાથમાં છે, જેના યત્નથી સંતાનનું મનુષ્યત્વ

છે, અયત્નથી પશુત્વ થઇ શકેછે, એજ મોટો ભાર ઈ-શ્વરે આપેલો છે. કેટલી માતા પોતાના કર્તવ્ય ઉપર લક્ષ આપેછે? સતીત્વમાં પુષ્કળ સાવિત્રીના જેવી થઇ શકેછે, દાનમાં કર્ણના જેવી થવી અસંભવ નથી. બાહુબળમાં અદ્વિતીય થવું, વીરત્વમાં શ્રેષ્ઠતા મેળવવી એ પુષ્કળોના ભાગ્યમાં બની શકે એમ છે, પરંતુ આ જગત્માં ખરેખરી માતાનું નામ મેળવવું દુર્લભ છે. વિદુલા એ ખરેખરી માતાના નામને યોગ્ય છે. ખરે-ખરી માતાના જે જે ગુણ જોઇએ તે વિદુલામાં હતા.

વિદુલા એ ક્ષત્રીય કુળની હતી. ઇતિહાસમાં વરણીય શાશ્વત વંશમાં તેનો જન્મ થયો હતો. તે વંશનોનું ગૌરવ એવું હતું કે શત્રુથી પ્રાણ જાય તો ભલે પરંતુ કદિપણ અવનતિ સ્વીકારવી નહિ. વિદુલા તે મહદ્વં-શથી ઉત્પન્ન થયેલી હતી. ભાગ્ય બળથી તે મહદ્વંશમાં પરણી હતી. વિદુલા સૌવીર રાજાની પત્ની હતી. સૌ-વીર ભારતવર્ષનું એક પ્રાચીન રાજ્ય હતું. હજારો વ-ર્ષના કઠોર ફેરફારથી હમણાં તેનું ચિન્હ નહિ રહેવું અસંભવ નથી, પરંતુ સૌવીર રાજ્ય એક વેળાએ ઘણુંજ સમૃદ્ધિશાળી હતું. જ્યારે આખું યુરોપ ઘોર અંધકા-રમાં છવાયલું હતું, જ્યારે પ્રાચીન મિસર નગરીનો અં-કુર ઉત્પન્ન થયો નહોતો, ત્યારે ગ્રીક તથા રોમન જાતિના અભ્યુદયના સેંકડો વર્ષ પહેલાં સૌવીર નગરી ગૌરવ-

ગરિમાનું લીલા-ક્ષેત્ર હતી. જે અંગ્રેજો ઓગણીસમી સદીમાં આજે ભારતના એકછત્રી રાજા છે, તે અંગ્રેજના પૂર્વ પુરૂષો જ્યારે જંગલી જનાવરોની પેઠે જંગલોમાં ખાવાને માટે પશુના શોધસારૂ દોડતા હતા, વિદ્યાના ગૌરવથી, પોશાકના પરિપાઠયથી, વીરત્વની શ્રેષ્ઠતાથી જે જાતિ આજે ઉંચા આસનપર બેઠેલી છે, તે જાતિ જ્યારે રહેવાના અભાવથી પર્વતની ગુફામાં રહેતી, પહેરવાના વસ્ત્રના અભાવથી ઝાડની છાલ પહેરતી હતી, ત્યારે સૌવીર વિદ્યાની જ્યોતિથી પ્રકાશિત થયું હતું. સુધારાના ઉંચા આસન ઉપર બેસવાને શક્તિમાન થયું હતું. પ્રાચીન સૌવીરનું સ્થળ સવિશેષ નક્કી કરવું મુશ્કેલ છે. જેનો પવિત્ર પાણીનો પ્રવાહ પુણ્યમયજ હિમગિરિના ગર્ભમાંથી ઉત્પન્ન થઇને રણવીર રણજીતના રાજ્યને ધોતો આવેછે અને સતત્ દક્ષિણ તરફ સિંધુના પાણીમાં વિલીન થાયછે, તે પવિત્રાત્મા સિંધુ નદીની પૂર્વ તીરે સૌવીર વસતું હતું. અનુમાન થઇ શકેછે કે એ રજપૂતાનાના નૈઋત્ય ખૂણામાં હાલના મારવાડ અને યશલ્મીરના રાજ્યના દક્ષિણાંશમાં સૌવીરનું રાજ વસતું હશે. હમણાં તે ભિન્ન ભિન્ન ભાગમાં વહેંચાઇને કેટલોક ભાગ રજપૂતાનામાં અને કેટલોક ભાગ હાલના સિંધુ પ્રદેશમાં મળેલો છે. ઐતિહાસિક તથા ભૌગોલિક પુસ્તકાદિ જોયાથી સૌવીરના સંબંધમાં બીજી ઘણી જા-

ણવા યોગ્ય ખબર મળી શકે એમ છે. સૌવીરને કોઇએ તો સિંધુ સૌવીર કહ્યું છે. ઘણા ફેરફાર થયા પછી સૌવીરને લોકો બદરી કહેતા હતા. પરંતુ એ સંબંધમાં કંઇ પણ ઐતિહાસિક નિગૂઢ તત્વ મળતું નથી. અનુમાન થાયછે કે ભિન્ન ભિન્ન રાજાના શાસન કાળે સૌવીર વિભિન્ન નામથી ઓળખાતુ હશે. મિસરની ઉન્નત અવસ્થામાં મિસરી લોકો સૌવીરમાં આવીને વેપાર કરતા હતા. મિસરના લોકોએ સૌવીરનું નામ ઓફિર રાખ્યું હતું.* ગમે તેમ હોય, ભૌગોલિક કુટતર્કની અવતરણ નહિ કરતાં આપણે આપણો વિષય પકડીએ.

પ્રાચીન ભારત વિભિન્ન શેહેરોમાં વિભક્ત હતું તેમાં શાશ્વત વંશ સૌવીરમાં રાજ્ય કરતો હતો. જે વખતનું વર્ણન કરવામાં આવેછે તે વખતે શાશ્વત વંશની પડતી આવેલી હતી. સૌવીરનો રાજા મરણ પામ્યો હતો, આખું રાજ્ય અનિયમિત થયું હતું. વિદુલા પતિવગરની અનાથિની થઇ પડી હતી. તેના જુવાન કુંવર સંજયના હાથમાં સૌવીરનું રાજ્ય ચલાવવાનો ભાર આવી પડયો હતો. પિતાના અવર્તમાને, માતાની પરિચર્યાની સાથે તરૂણ સંજય સૌવીરનું રાજ્ય ચલાવવામાં ગુંથાયો

* સૌવીરના વર્ણનને માટે કનિંગહામની કરેલી ભારતવર્ષની ભૂગોળ અને મોક્ષમૂલરકૃત ભાષા વિજ્ઞાન વગેરે પુસ્તકો જોવા.

હતો, પરંતુ તરૂણ યુવક રાજનીતિનું તત્વ શું જાણે? કુટયુદ્ધ નીતિનું જ્ઞાન તેને કેટલું સંભવ હોય? તેથીજ આજે સૌવીર રાજ્ય વિપ્લવમય થયું છે. પ્રજા પોતપોતાનું આધિપત્ય ફેલાવવાની કોશેશ કરેછે. પર્વતના રહેવાસીઓ સૌવીરમાં આવીને લુટફાટમાં મશગુલછે. તેઓ દુર્બળ ઉપર જુલમ ગુજારીને તેઓને અનર્થક કષ્ટ આપેછે.

એ વખતે પશ્ચિમ ભારતમાં સિંધુ રાજ વધતું હતું. દહાડે દહાડે સિંધુ રાજની હદ વધતી હતી. એ વેળાએ સૈન્ધવો ઉન્નત હતા. સિંધુ રાજ્ય અતુલ ધન સંપત્તિથી પૂર્ણ હતું. તેઓની પાસે પૈસો પુષ્કળ હોવાને લીધે તેમજ બળ અને વીર્ય ત્યાંના બીજા રાજાઓ કરતાં વધારે હોવાને લીધે સિંધુરાજ બળવાન હતું. તે હવે કેવળ સિંધુ રાજ્યથી સંતુષ્ટ નહોતું. રાજની હદ વધારવામાં તે હમણાં યત્નવાન થયું હતું. પરંતુ પ્રાકૃતિક હરકતોને લીધે હદ વધારવાનો લાગ આટલા દિવસ સૂધી મળ્યો નહોતો. કુદરતે સિંધુ દેશને હદમાં બાંધી રાખ્યો હતો. તેના દક્ષિણ ભાગમાં પ્રચંડ આરબી સમુદ્રનાં ફીણવાળાં તરંગનાં પાણી, ઉત્તર અને પશ્ચિમમાં સોલેમન પર્વતની હાર ઉન્નતશિરથી ચોબદારની પેઠે ઉભેલી છે. તે સૈન્ધવોને પશ્ચિમમાં જવાને ના પાડેછે. હમેશાં તેમને પશ્ચિમમાં જવાની હરકત નાંખેછે. સૈન્ધવોના રાજની

હદ વધારવાના સઘળા રસ્તા કાંટાવાળા છે, કેવળ એ-કજ માર્ગ ખુલ્લો છે તે સૌવીર રાજ્ય છે. સૌવીર રાજ આટલા દિવસ સૂધી વીરપણાની જગા હતી. શાશ્વત વંશના શાસનમાં તેઓની પરાક્રમ સ્પર્દ્ધા પ્રબળ હતી; તેથી સૈંધવો આટલા દિવસ સૂધી તેને અતિક્રમ કરી શકતા નહોતા. આટલા દિવસ સૂધી બીજી હરકતોની પેઠે તેણે પણ સૈંધવોન્નતિની પ્રતિબંધકતા અવલંબન કરી હતી. તેઓનું પ્રાધાન્ય પ્રસારણમાં હરકત નાખીને ઉલટું પોતાનું પ્રાધાન્ય વિસ્તારમાં સૌવીર સુમહત્ યત્ન કરતું હતું. પરંતુ કાળની લીલામાં સૌવીરની ગતિ આજ ફરી.

સૌવીર આજ સમ્યગ્નેતા અને શાસનકર્તા વગરનું થયું છે. આજ સૈંધવોએ હમેશની આશા પૂર્ણ કરવાનો લાગ જોયો. યુવક સંજયના હાથમાં આજ સૌવીરનું રાજ્ય વગર નિયમનું થયું છે. સૌવીર રાજ્યની રક્ષા આજ શાશ્વત વંશનાં હાથથી અસાધ્ય થઇ પડી છે. સૌવીરમાં આજ અસંભવ સંઘટન થયું છે. શાશ્વત વંશની આગળ જે ઘણો ખરાબ છે તે ભોગવિલાસે આજ સૌવીરમાં પ્રવેશ કર્યો છે. રાજ્યમાં ભોગ વિલાસનો પ્રાદુર્ભાવ થવો એ રાજ્યના અધઃપતનનાં પૂર્વ લક્ષણ છે. યુવક સંજય સતત્ ભોગ વિલાસમાં ઉન્મત્ત થયેલો છે! તેથી સિંધુ રાજ એ લાગ છોડવાને રાજી થયું નહિ.

સૌવીરનું રાજ્ય તેના ઉન્નતિના રસ્તાનો એક મોટો કાંટો છે. જલદીથી તે કાંટાને ઉખાડીને રસ્તાને સાફ કરવો એ સિંધુરાજનું લક્ષ થયું. તરત સિંધુના રાજાએ પોતાનું લક્ષ સાધવાનો બંદોબસ્ત કર્યો. સૈંધવસેનાએ અચિરે સૌવીર ઉપર ચઢવાની તૈયારી કરી.

ભયાનક રેલ આવેછે! સિંધુ ઉત્તાલમય છે! સૌવીર નીચી જગા છે. પડવાની તૈયારીમાં છે! સિંધુ તરંગથી સૌવીર પ્લાવિતપ્રાય છે! સૌવીર હમણાં સિંધુગર્ભમાં મગ્ન થશે! દાસ દાસી સમન્વિતા, હય હસ્તી પરિવૃત, મણિમુક્તારત્નથી જડેલ રાજભવન હમણાં સિંધુના પાણીમાં તરશે-ડુબશે! કોણ પડવાની તૈયારીમાં આવેલા સૌવીરનો ઉદ્ધાર કરશે? પ્રબળ સિંધુના પ્રવાહને કોણ હરકત આપી શકશે? કેમ સંજય, સૌવીરના રાજા સંજયને હતાશ્વાસપ્રાય થયો છે! પ્રાણના ભયથી સૈંધવ અવરોધમાં હરકત પુગાડવામાં અનિચ્છુક છે, નસિબમાં જે બનવાનું હોય તે બનો, આ તેની વાસના છે. તે નસીબ ઉપર નિસ્તબ્ધ થયો છે. શત્રુ સંહારમાં નિશ્ચેષ્ઠ છે. તે જોયા છતાં પણ જોતો નથી કે સૈંધવો સામે-સૌવીર ધ્વંસ કરવામાં અગ્રસર છે.

સૈંધવની ચઢાઇની ખબર તરત વિદુલાની પાસે પહોંચી, તેથી વિદુલાનું હૃદય રડી પડયું. સૌવીરનું અધ:પતન તેને અદર્શનીય થયું; તે હવે જોઇ શકી નહિ.

સંજયની વાસનામાં તે હરકત નાખવાને ગઇ. સંજયની વાસના કામમાં આવી નહિ. તેની મા વિદુલા પુત્રનું અધઃપતન જોઇ શકી નહિ. અજ્ઞાન પુત્રને જ્ઞાન આપવું એ તેનું હમેશનું લક્ષ હતું. દૈવ વિડંબનાથી આટલા દિવસ સુધી તેનું તે લક્ષ સિદ્ધ થયું નહોતું. સૈંધવો જેમ પોતાની હમેશની આશાનો લાગ છોડી શકયા નહિ તેમ વિદુલા પણ અજ્ઞાન પુત્રને જ્ઞાન આપવાને સ્થિર રહી નહિ. વિદુલા જાણતી હતી કે આવેલો લાગ પરિત્યાગ કર્યાથી પાછો તે મળવો મુશ્કેલ છે તેથી તેની હમેશની આશા મટાડવા માતાના કર્તવ્ય પાલનમાં યત્નવતી થઇ.

વિદુલા દેવ હૃદયની હતી. તેનું હૃદય તેજસ્વિતાથી પૂર્ણ હતું. તે જાણતી હતી કે મહત્ત્વના કરતાં પ્રાણ મોટો નથી. મુહૂર્ત કાળ પ્રજ્વલિત વિજળીનો ગૌરવ છે, પરંતુ હમેશની તુષાગ્નિ લોકોને અપ્રીતિકર છે. તેણે અજ્ઞાન સંજયને બોલાવ્યો. સંજય આવ્યા પછી કહેવા લાગી. "સંજય! શત્રુની આગળ હીનતા સ્વીકાર કરીશ ના, પગથી કચરાતા કીડા હીનતા સ્વીકાર કરેછે, પરંતુ પગથી કચરાતા મનુષ્ય મનુષ્ય નામને યોગ્ય નથી. આપણે ક્ષત્રી છીએ. વરણીય શાશ્વત વંશમાં આપણો જન્મ થયો છે. આપણા કુલે કદી પણ શત્રુની આગળ હીનતા સ્વીકાર કરી નથી. તું હીનતા સ્વીકાર કરીને

નિષ્કલંક કુળમાં કલંક અર્પણ કરીશ ના. તું પુરૂષ છે; પુરૂષત્વ દેખાડીને પુરૂષ નામને યોગ્ય થા. જગત્‌માં મનુષ્ય નામ પુષ્કળ છે; પરંતુ પુત્ર ! મહત્ત્વ કેટલા જણનું છે ? જગત્‌માં કેટલા માણસોએ જન્મ લીધો છે, પરંતુ તેમાં કેટલા જણનાં નામ છે ? જેઓનું નામ નથી, તેઓ શું મનુષ્ય છે ? મર્યાથી પશુ પક્ષીનું નામ રહેતું નથી. કીટ પતંગના જન્મનો ઉલ્લેખ થતો નથી પરંતુ પુત્ર ! તું મનુષ્ય છે; મનુષ્ય નામ રાખવાને યત્નવાન થા. હવે નિશ્ચિંત રહીશ નહિ ! જલદીથી લશ્કરની સાથે સૈંધવ શત્રુની સામે લઢવા જા. તેથી કદાચ તારૂં તુચ્છ જીવન જશે. નહિ તો તું દેવ નામથી પૂજાઇશ. હજી પણ તું રાજા છે; પરંતુ સંજય, બે દિવસ પછી રાજા નામ ક્યાં મેળવીશ.”

વિદુલાના વાકયથી સંજયનો મોહ થોડો ગયો. લુપ્ત આશા સંજયના હૃદયમાં થોડાક વેગથી સંચારિત થવા લાગી. તેણે માતાની આજ્ઞાથી સૌવીર સૈન્ય તૈયાર કરી લીધું. તે માતાના વાકયથી સુપ્તોત્થિતની પેઠે ઉઠયો; પરંતુ તેની નિદ્રાની તંદ્રા સંપૂર્ણ રૂપથી ગઇ નહોતી. તે લશ્કરની સાથે હતશ્વાસ ' મનથી રણ સ્થળમાં ગયો. સિંધુ નદીના કીનારા ઉપર સિંધુ સૌવીરમાં લઢાઈ સરૂ થઈ. પ્રચંડ સિંધુ પ્રવાહમાં રેતીનો બાંધ બાંધ્યો. થોડી મુદતને માટે સૈંધવ સેનાને આવવાનો

માર્ગ બંધ થયો. રક્તસ્રોત થોડીવાર સૂધી સિંધુ પ્રવાહનો વેગ વધારવા લાગ્યો.

મનુષ્યનું મન સ્થિર નથી હમેશાં વિભિન્ન માર્ગે ભમેછે. મન સ્થિર થવું ઘણુંજ મુશ્કેલ છે. જેણે મનના ઉપર પોતાનું આધિપત્ય વિસ્તાર કર્યું છે, જેના મનની એકાગ્રતા—દૃઢ પ્રતિજ્ઞા છે. તેને આ જગત્‌માં ધન્ય છે. આ જગત્‌માં તેને અસાધ્ય કંઇજ નથી. સંજયનું મન હજી પણ સ્થિર નહોતું. તે માતાના કહેવાથી યુદ્ધમાં ગયો હતો ખરો. પરંતુ જય મેળવવાનો તેને વિશ્વાસ નહોતો. વિશ્વાસમાં બળ જોઇએ, ત્યારે વાસના સિદ્ધ થાયછે. જય મેળવવાને વિશ્વાસ સંજયનો નથી. વિશ્વાસમાં બળ મળવું એ તો ત્યાર પછીની વાત છે! ભીષણ રણમાં તેને ભય ઉત્પન્ન થયો. સગાવહાલાનું મૃત્યુ! રક્ત સ્રોત પ્રવાહિત! સિંધુ નદીનું પાણી લાલ રંગનું! રણ સ્થળ સ્મશાન! એ સંજય હવે જોવાને સક્ષમ થયો નહિ. તેના મનમાં ભયનો સંચાર થયો. તે પ્રાણના ભયથી રણસ્થળમાંથી ભાગ્યો. સૈંધવ સૈન્ય પણ સૌવીર લૂટવામાં આગળ પડયું. રેતીનો બંધ પ્રબળ સિંધુ પ્રવાહથી તૂટયો. સંધવના જયના અવાજથી સૌવિર કંપાયમાન થયું—લકવાથી રોગી જેમ થર થર ધ્રુજે છે તેમ આખું સૌવીર કંપાયમાન થવા લાગ્યું. તેથી સૌવીર મર્મભેદી સ્વરથી રોવા લાગ્યું;

અને સૈંધવો અટ્ટ હાસ્ય તથા આનંદ ધ્વનિથી મેદિની ધ્વનીત કરવા લાગ્યા.

સંજય ઘરમાં આવ્યો. નિર્વીર્ય પુરૂષની પેઠે–શત્રુ દળને માતંગ જાણીને પતંગની પેઠે ઘરમાં આવ્યો. છુપી રીતે માને નહિ માલમ પડે એવી રીતે પોતાના સુવાના ઓરડામાં આવીને સુતો. મૂર્ખની પેઠે હિતાહિતનો વિચાર કર્યો નહિં. માનના ઉપર, રાજ્યના ઉપર ભૂલથી પણ એક વાર નજર કરી નહિ. કેવળ નસીબ ઉપર નિશ્ચિત રહ્યો; અજ્ઞાન મોહ નિદ્રામાં અચેતન થયો. પરંતુ સંજય! તું ઘણો ભમે છે! તું નિશ્ચિત રહ્યાથી શું થશે? એક હૃદય હજી સૂધી નિશ્ચિંત નથી, તારી પેઠે મોહનિદ્રામાં સુતું નથી. તે હૃદય સતત્ તારૂં કલ્યાણ કરવામાં ગુંથાએલું છે. કેવી રીતે તારૂં ભલું થાય, કેવી રીતે તું જય મેળવે એજ તે હૃદયની ફકત ભાવના—અંતરની વાસના છે. તે હૃદય પૂર્વ સ્મૃતિ સ્મરણ કરી શોક કરેછે—અંધકારની અંદર ગંભીર નિસ્તબ્ધતામાં તે હૃદય વિચાર કરેછે, "સૌવીર ધનમાનથી ભૂષિત હતું, પરંતુ આજ તે સર્વ જતું રહ્યું છે! અમારા પાપના બોજાથી સૌવીરે આજ સંજયના હાથમાં પડીને સર્વ ગુમાવ્યું છે. કેશરી બકરાના પગ ઉપર વિલુંઠિત—ઉઠવાની શક્તિથી રહિત! કયાં રાજયની હદ વધારશું–કયાં સૌવીર આજ આખા

ભારતની રાજધાની થશે; નહિ આજ તે પોતાની રક્ષા કરવાને શક્તિ વગરનું શત્રુની ભ્રૂભંગિથી ભીત છે ! ચાર બાજુએ તે સૌવીરના નામથી ધ્રુજતી હતી, આજ તેજ સૌવીર ચોરના ઉપદ્રવથી ધ્રુજે છે; એનું એ ધ્રૂજવું કેવી રીતે નિવૃત્ત થાય? કિયો સદુપાય અવલંબન કર્યાથી ચોરના ભયથી ડરતું સૌવીર પાછી બહાદુરી મેળવે. સૌવીરની રક્ષા નહિ કર્યાથી જગત્ અમારા ઉપર વાંકી નજર કરીને હસશે ! ગર્વનો નાશ થયો છે તેથીજ શત્રુએ અમારા દુઃખમાં આનંદ પ્રકાશ કરશે ? મનુષ્ય જીવનમાં કેવી રીતે શત્રુનું હસવું જોઇશ ? શત્રુની ભ્રૂભંગિ જોઇને કેવી રીતે જીવતર રાખવાને શક્તિમાન થઇશ ? નહિ, તેમ થશે નહિ. એક પછી એક સઘળા પ્રાણને બદલે સૌવીરની રક્ષા કરવાનો યત્ન પામીશ. યત્નમાં કઈ સિદ્ધિ નહિ થયાથી પ્રાણ જશે; પરંતુ અપમાન સહન કરવું પડશે નહિ—શત્રુનું વિકટ હાસ્ય જોઇને પ્રાણને વ્યથા પામવી પડશે નહિ. પ્રાણ શા વાસ્તે છે ? જે પ્રાણ પોતાની માતાની રક્ષા કરવાને શક્તિમાન નથી તે પ્રાણની વળી કીમત શી ? કીમત વગરનું જીવન રાખવાની જરૂર શી છે ? પ્રયોજન કંઇજ નથી.”

એ હૃદય કોનું ? કોના હૃદયની આવી વિષય ભાવના ? એ તો સંજયની મા વિદુલાનું હૃદય છે. તરત

સંજયના આવવાની ખબર વિદુલાને પહોંચી. વિદુલાએ સઘળું સાંભળ્યું-તેણે ગંભીર ભાવથી સંજયના કામની કહાણી સાંભળી. સંતાન સંજયે તેના વાકયની અવમાનના કરી છે. તેણે કહ્યા પ્રમાણે કામ કર્યું નથી; રણમાંથી ભાગીને ક્ષત્રી કુળને દુષિત કર્યું છે તેના કારણથી વરણીય શાશ્વત વંશમાં ગંભીર કલંકની રેખા અંકિત થઇછે, વિદુલાએ તે સર્વ સાંભળ્યું. પુત્રના પાપ કાર્યથી તે આંતરિક ક્ષુબ્ધ થઇ પરંતુ ક્રોધાયમાન થઇ નહિ. દેવ હ્રદયા વિદુલા પુત્રના કામથી શા માટે ક્રોધાયમાન થાય? હિતાહિત જ્ઞાન શૂન્ય થયાથી રાજ્યનુંજ અમંગળ બને તો તેની વાસનાનું વિપરિત ફળ ફળે! વાસનાનું વિપરિત ફળ રાજ્યનું અમંગળ જોવું એ વિદુલા કેવી રીતે કરે? વિદુલા બુદ્ધિમતી હતી. થયેલા બનાવનો અફસોસ કર્યાથી કંઇ ફળ થતું નથી તે જાણુતી હતી. આવવાવાળી આશંકાને દૂર કરવાને માટે તે અભિલાષીથઇ. તે સારી પેઠે સમજી હતી કે વખત વહી ગયો છે, તે હવે પાછો આવશે નહિ. તે ખરૂં છે, પરંતુ તે સમયનું કામ ફરી શકે એમ છે—જે મહેનત કર્યાથી તે કામ તે વખતે થઇ શકત, તે હવે તેના કરતાં વધારે યત્ન કર્યાથી તે કામનું ફળ મુશ્કેલ નથી. વખત ગયો છે તેથી હવે કામ કરીશ નહિ તે કહેવું અસંભવ છે. વિદુલાનું હ્રદય એ

સમજ્યું હતું. તેથી તે હજી પણ નિશ્ચિંત રહી નહિં. મહેનતને અસાધ્ય કંઇજ નથી તેથી તે આ વખતે બમણા ઉત્સાહથી કાર્યક્ષેત્રમાં અવતીર્ણ થઇ. તેણે બુદ્ધિના પ્રભાવથી વિપક્ષને મારવાના ઉપાય શોધ્યા. તેણે પાછો સંજયને રણમાં મોકલીને પોતે ધારેલા સાધનમાં યત્નવતી થઇ.

સંજય મનના દુઃખથી ભૂમિ ઉપર સુતો છે. તેનું શરીર ધૂળમાં રોલાયછે. વિદુલા સંતાનની આવી દુર્દશા જોઇ શકી નહિ. દઢ પ્રતિજ્ઞા જેનું અલંકાર છે, અધ્યવસાયના ગુણથી જે ઉન્નત પદ ઉપર ચઢયોછે અને રાજમાતા સાહસિકતા જેના ચરિત્રની શોભા વધારેછે, તેની કર્તવ્ય પરાયણતાને સ્નેહ મમતા કેવી રીતે અતિક્રમ કરે ? મહત્ હૃદયા વિદુલા કેવી રીતે સંજયની આ દુર્દશા જુવે ? વિદુલા સ્વભાવતઃજ સ્વાધીન હૃદયા–વિદુલાનું જીવન ખરેખરૂં સ્વાધીનતામય હતું. પરાધીન જીવન તેની પાસે અતિ તુચ્છ હતું. તે સ્વાધીન જીવનની પક્ષપાતી હતી. પરાધીન જીવન તે રાખવા ઇચ્છતી નહોતી. "મારૂં જીવન શું બીજાની ગુલામગિરી કરે, હમેશાં શું પારકાની પદસેવામાં રહે ? એના કરતાં મરવું હજારો દરજ્જે સારૂં છે. કોઇની આગળ પણ નત થઇશ નહિ, પરંતુ બીજાને નમાવીશ. હું પોતે કોઇની પાસે ભીખ માગીશ નહિ, પરંતુ બી-

જાને ભિક્ષા આપીશ." એ વિદુલાના હૃદયનો ભાવ હતો. એ વિદુલાના જીવનનું મહાત્મ હતું! "કીર્તિની વૃદ્ધિ કરીશ પરંતુ તેનો વિલોપ કરીશ નહિ; આત્મ ગૌરવ જગત્‌માં પ્રસાર કરીશ. પરંતુ આત્માવમાનતા કરીશ નહિ." વિદુલાની એ જન્મની વાસના હતી. સંજય વિદુલાનો એકનો એક કુંવર હતો તેથી આવી ઉચ્ચ હૃદયા વિદુલા કેવી રીતે શત્રુભયથી છૂપાયલા સંજયની આ દુર્દશા જોઇ શકે?

વિદુલાએ આ વેળા પણ સંજયને બોલાવીને કહ્યું:– "પુત્ર! શત્રુના હર્ષનું વર્ધન કરીશ નહિ. આજ આપણું રાજ્ય શત્રુથી જીત તથા વિધ્વસ્ત થયું છે, કાલ તારે રસ્તાના ભિખારી થવું પડશે, તો આવતા ભયથી હાથમાંની સંપત્તિ શા માટે છોડેછે? અગ્નિની બાળવાની શક્તિ છે, આખી પૃથ્વી અગ્નિદાહથી રાખ થઇ શકેછે, પરંતુ તેથી શું પહેલાંથી અગ્નિવ્યવહાર નિષિદ્ધ થશે? સૈંધવો મહા પરાક્રમશાલી કદાચિત્ હોય, તેઓને હરાવવા એ શાશ્વત વંશને દુઃસાધ્ય હોય, પરંતુ તેમ જાણીને શું એકીવારે વિપક્ષનો સંહાર કરવામાં નિશ્ચેષ્ટ થવું કર્તવ્ય છે? પુત્ર! આગામિ ભયથી કદાપિ ભયભીત થઇશ નહિ. આગામિ ભયથી ભયભીત થયાથી મનુષ્યને જીવન ધારણ કરવું મુશ્કેલ છે. વ્યાધિથી આક્રાંત દેહનો ઉચ્છેદ કરવો અસંભવ નથી; પરંતુ પુત્ર! તેથી શું આગામિ

મૃત્યુભયના વ્યાધિથી પીડાતા રોગીને ઔષધ આપવું એ કર્તવ્ય નથી ? મૃત્યુના ઉદ્દેશથી જીવનરક્ષણમાં શિથિલ થવું એ શું વિજ્ઞબુદ્ધિનો પરિચાયક છે ? કદી નહિ. પુત્ર એકવાર જીવનની આશા છોડીને "શત્રુના હાથથી મરીશ અથવા શત્રુ મારીશ" આ મંત્રની સાધનામાં લાગ. હવે વિલંબ કરીશ નહિ. આ જો શત્રુઓ સામે આવ્યા છે અને રાજ્યની ખરાબી કરવામાં નિયુક્ત થયા છે. રાજ્ય શત્રુનાં પગલાંથી ધ્રુજેછે. તેથી સંજય ! હવે સમય નષ્ટ કરીશ માં. હાથીની પેઠે દલનમાં જલદી પ્રવૃત્ત થા. આત્માના સંશોધનમાં, દેશના રક્ષણમાં, વિપક્ષના અનુસરણમાં, પુત્ર ! પ્રાણની દરકાર ન કર. હવે તુચ્છ પ્રાણની માયાને લીધે કઠોર કર્તવ્ય કરવામાં પરાઙ્‌ગમુખ થઇશ માં.

ઓગણીસમી સદીની ગૂજરાતની માતા વિદુલાના વાકયથી અજાયબ થઇ શકશે ! પુત્રના પ્રતિ માતાના આવા કઠોર વાકયથી સર્વને આશ્ચર્ય થવું અસંભવ નથી. પરંતુ એમાં વિસ્મય તથા આશ્ચર્યની વાત કંઇજ નથી. એક વેળાએ ભારતરમણી ખરી રીતે એવી તેજસ્વિની હતી, તેઓના પ્રભાવથી દેશનો પ્રભાવ હતો. તેના વીર્યથી દેશનું ગૌરવ સંરક્ષિત થતું હતું.

વિદુલાના વાકયથી ભૂલાવામાં પડેલો સંજય સચેત થયો નહિ. તેથી સંજય માતાના ચરણમાં નમ્યો.

વિદુલાના પગ પકડીને ક્ષમા સારૂ પ્રાર્થના કરવા લાગ્યો અને બોલ્યો. "મા મારૂં શરીર શત્રુના બાણોથી વિંધાઇ ગયું છે! શરીર જખમી થયું છે, પ્રાણ જવાની તૈયારીમાં છે. આ વેળાએ લડાઇમાં જઇશ તો પાછો તમને મળીશ નહિ. તમને છોકરો વહાલો છે કે રાજ્ય વહાલું છે? પરંતુ મા! રાજ્ય વહાલું હોવા છતાં હું આ વેળાએ લઢાઇમાં જઇ શકતો નથી. હું આ વેળાએ તમારે શરણે છું. પુત્ર જાણીને માતાની પ્રમાણે આ વેળાએ મારા ઉપર કૃપા કરો."

પુત્રની આવી કાતરોક્તિથી માતૃહૃદય પીગળી શકે, ગમે એટલી તેજસ્વિની મા હોય તોપણ પુત્રની આવી કાતરોક્તિ સાંભળ્યાથી તેનું હૃદય વ્યથિત થયા સિવાય રહેશે નહિ. પરંતુ વિદુલાનું હૃદય કંઇ પણ વ્યથિત થયું નહિ—તેનું હૃદય અચલ—અટલ ભાવથી સ્થિર રહ્યું. પુત્રસ્નેહમાં પોતાનું લક્ષ ભ્રષ્ટ કરવું તો છેટે રહ્યું. ઉલટું તે સંતાનનો મનોભાવ જાણ્યાથી તેના મનની ગતિ ફેરવવાનો યત્ન કરવા લાગી. વિદુલા જાણતી હતી કે કાર્ય કદી પણ નિષ્ફલ જતું નથી, કાર્યનું ફલ જરૂર મળેછે. સત્કાર્યનું સુફલ અને અસત્કાર્યનું કુફલ અલંઘનીય છે તેથીજ તે સંજયના દુઃખથી દુઃખિત થઇ નહિ. તેથીજ ચંચલ મનુષ્યની પેઠે તેનું મન વિચલિત થયું નહિ.

તેણે સંજયને કહ્યું:- "સંજય! પુત્રસ્નેહ પ્રબલ છે ખરો, પરંતુ કર્તવ્યની પાસે નથી. હું પુત્રસ્નેહને જેમ સમજુંછું તેમ કર્તવ્યને પણ તારૂં યશો-ગૌરવ લોપ પામે, કાલે ખાવાના અભાવે તું બીજાનું દાસત્વ કરે, એ મારો પ્રાણ છે ત્યાંસુધી હું જોવા ઈચ્છતી નથી; તું સૌવીરમાંથી નીકળે, સ્વીય હીન વીર્યત્વ અને નીચાશયતા દર્શાવે તેથી હું કદી પ્રાણ રાખીશ નહિ. તેમ થાયતો હું જીવતી રહ્યાથી લોકો મને માનવી નહિ કહેતાં પશુ કહીને બોલાવશે. તેથી હું તારૂં અધઃપતન જોઇ શકીશ નહિ. તું યત્ન કરીશ તો તેથી સફલ મનોરથ થઇશ-આ જગત્માં યત્નને અસાધ્ય કંઇજ નથી. યત્નના ગુણથી વાનરોએ પણ ઉછલતા મોજાંવાળા સમુદ્રમાં પૂલ બાંધ્યો હતો-યત્નના ગુણથી રાક્ષસે હરણ કરેલી સીતાનો જંગલી વાનરની મદદથી રામચંદ્રે ઉદ્ધાર કર્યો હતો. પુત્ર! વધારે શું કહું? જે ભૃગુનંદન પરશુરામના પ્રતાપથી આખું ભારત કંપાયમાન થતું-જે વીરે એક પછી એક પોતાના બાહુબલના પ્રભાવથી એકવીશવાર આપણો આ શૌર્યસંપન્ન ક્ષત્રિયવંશનો ધ્વંસ કર્યો હતો, તેનો સુમહત્ યત્નના ગુણથી દારૂણ પ્રયત્નથી લબ્ધ-રણનૈપુણ્યથી ક્ષત્રિય કુલતિલક રામ બાલ્યકાલમાંજ, ગર્વ ખર્વ કરી શકયા હતા અને વગર મદદે એકલા ભાર્ગવનો જય કરીને ભાર્ગવારિ નામ ધારણ કરવામાં શ-

ક્તિવાન્ થયા હતા. ત્યારે તું શા માટે ભય કરેછે? દેહ, પ્રાણ હોવા છતાં, બે હાથમાં બલ હોવા છતાં, લશ્કરની મદદ હોવા છતાં તું કેમ નિશ્ચેષ્ટ રહ્યો છે? આ વખતે આવું ચુપ બેસવું ક્ષત્રિયનું કામ નથી પણ એ પશુનું છે. પુત્ર! તું હવે "નહિ" મ્હો ઉપર લાવીશ નહિ. મનુષ્યત્વ વગરનો અવીરજ "નહિ" કહેછે. મહત્પુરૂષો કદી પણ "નહિ" નો વ્યવહાર કરતા નથી. તું શા માટે "નહિ" નો વ્યવહાર કરીને પોતાને કલંકિત કરેછે?

પુત્ર! ઉદ્યમ દેખાડ. પ્રચંડ લડાઇની આગમાં જીવનાહુતિ આપવાને આગળ થા. જીવતર હમેશાં રહેવાવાળું નથી. આજ રક્ષા પામશે તો બે દિવસ પછી તેને કોઇ રાખી શકશે નહિ. પુત્ર! યુદ્ધમાં મર્યાથી દેવત્વ મળશે. લોકો દેવ નામથી તને પૂજશે, નહિતો નરકમાં કીડાનો જન્મ લેવો પડશે. ત્યારે હમણાં મરીને દેવત્વ પામવાનો યત્ન કર. સંજય! આશા ત્યાગ કરીશ નહિ. આશાજ માનવની શકિત છે અને આશાજ માનવનું જીવન છે. આશાભિન્ન માનવના અસ્તિત્વનો સંભવ નથી. છિન્ન મૂળ થયા છતાં પણ આશાશૂન્ય ભગ્નોદ્યમ થવું એ કર્તવ્ય નથી. પુત્ર! આ જગત્માં કોઇ કોઇનું નથી–એકલો જગત્માં આવ્યો છે, જગત્માંથી એકલું જવું પડશે. બંધુવર્ગ જેની

માયામોહથી તું લઢાઇમાં પ્રાણ આપવા ચાહતો નથી, તેઓ તને કેટલા દીવસને માટે છે? તારૂં રાજ્ય જશે એટલે તું ભીખારી થશે ત્યારે શું તારો ભાગી થશે? કદીજ નહિ, પુત્ર! તેથીજ કહુંછું કે નીરવે જન્મીને નીરવ લય થયાથી શું થશે? પશુ પક્ષી કીટાદિ નીરવે જન્મેછે અને નીરવે વિલય થાયછે—પરંતુ મનુષ્ય જન્મ લઇને તું કેમ નીરવથી જીવનઅતિવાહિત કરવાને તૈયાર થાયછે?"

જનનીના આ વાકયથી કિયું હૃદય સ્થિર રહી શકે? કિયો કાયર પુરૂષ સ્નેહ મમતાની આધાર જનનીના આ વાકયથી ઉત્તેજીત નહિ થાય? સંજય આળસુ હતો ખરો, જુવાનીના ભોગ વિલાસમાં તેનું મનુષ્યત્વ વિલોપ પ્રાય થતું હતું ખરૂં. પરંતુ જનની વિદુલાના વાકયથી તેનું આલસ્ય દૂર થયું. અસાર પાર્થિવ વૈભવનું અસારપણું તેના જોવામાં આવ્યું. કીર્તિજ મનુષ્યનું મનુષ્યત્વ છે. કીર્તિજ પાર્થિવ જીવનનું અસ્તિત્વ હમણાં ભ્રાત સંજયના જાણવામાં આવ્યું. તેથી માને કહેવા લાગ્યો. "મા પ્રાણ જાય તો ભલે પરંતુ તમારૂં વચન હવે ઉલ્લંઘન કરીશ નહિ." એટલું બોલીને સંજયે માની પાસેથી વિદાયગીરી લીધી. "સંજય! જો પ્રાણની દરકાર નહિ કરીશ તો જરૂર તું સફલ મનોરથ

થઇશ." વિદુલાએ એમ કહીને તેને વિદાયગિરી આપી."
ધન્ય વિદુલા! ધન્ય તમારી હિમ્મત!

ગુજરાતની માતા એકવાર વિદુલા દષ્ટે જનની જીવનની કઠોર ફરજ વિશે વિચાર કરશો કે વિદુલાની પેઠે છોકરાને સાહસિકતા, અધ્યવસાય આદિ અલંકારથી અલંકૃત કરવામાં યત્નવતી થશો કે નહિ? વિદુલાના સંતાનપાલનમાં તમારી શ્રદ્ધા શું જતી રહેશે? તમારા મનમાં ગમે તે હો, પરંતુ જગત્‌ની આગળ વિદુલા સંપૂજીતા દેવી નામથી પ્રખ્યાત છે.

પેલી તરફ સૈંધવોમાં મહાનંદ વ્યાપી રહ્યો છે. સંજયના ભાગવા પછી તેઓ સાવીરના રાજ્યમાં લૂટફાટમાં લાગેલા છે. સૌવીરમાં હાહાકાર થઇ પડયો. ધન, માન અને પ્રાણ લઇને સઘળાઓ વ્યતિવ્યસ્ત થઇ પડયા છે. પરંતુ એકદમ ફેરફાર થયો. વિદુલાએ તુષામાં અગ્નિ નાખ્યો હતો તે અગ્નિ હમણા ધુંધવાઈને બળી ઉઠયો. તે અગ્નિ હમણાં એક જગાપર સ્થિર નહોતો. જે અવસ્થાનસંપ્રસારણ કરવામાં સમુદ્યત છે તે જવલંત આગ હવે શત્રુઓને ભસ્મ કરવાને યત્નવાન્ થયો. સંજય ફરી હરકત નાખતો જોઇને સૈંધવો ડરવા લાગ્યા. ભયજ સર્વે નાશનું મૂળ છે. ભયે એકવાર હૃદયમાં પ્રવેશ કર્યાથી કાર્યની સિદ્ધિ થવી મુશ્કેલ પડેછે. સૈંધવોનું તેમજ થયું. તેઓએ હવે લઢાઇ કરી

નહિ. ભયભીત થઇને અવરોધિત સૌવીર ત્યાગ કરીને તેઓ ભાગ્યા. બીજી લઢાઇમાં સંજયનો જય થયો. વિદુલાના દૈવવાક્યની પૂર્ણતા થઇ.

બીજી વાર સંજય ઘરમાં આવ્યો. પહેલી વાર પાછો આવતી વેળાએ તેમાં જે જોવામાં આવ્યું હતું તે કરતાં આ વેળાએ તેનાથી વિભિન્ન આકાર જોવામાં આવ્યો. અંગ વૈચિત્ર્ય જુદું હતું. પહેલી વાર તેના મ્હો ઉપર રોવાની વિષમ કાલિમા જોવામાં આવી હતી. આ વેલાએ તેનું તે મુખ હસતું હતું. ભીતિવ્યંજક નૈરાશાને બદલે આ વખતે તેનું વદન આનંદ પૂર્ણ હતું. પહેલી વખતનું વદન કુમળાયેલું દેખાતું હતું, આ વખતના વદન ઉપર ઉદ્યમે અવશ્ય ભાવી પતનનું ઉલંઘન કરવું અસંભવ નથી તે બતાવી આપ્યું હતું. 'નસીબની ગતિ કોઇ રોકી શકનાર નથી. નસીબમાં જે બનનાર હશે તે બનશે' પહેલાના વદન ઉપર આ પાપવાણી ઉચ્ચારિત થઇ હતી. તે વદન આ વેળાએ કહેછે કે નસીબ વળી શું? નશીબ આળસુઓની આળસ્ય દેખાડવાનું છલ છે. પાપીને પાપ કામ કરવાનો રસ્તો છે. અધઃપતનની ભીતી તથા મૂલ છે. ઉદ્યમ તથા અધ્યવસાય અસંપન્ન થઇ શકે એવું કામ ઐશ્વરિક રાજ્યમાં કંઇજ નથી.

સૌવીર રાજ્ય પાછું શાંતિમય થયું. ફરી શાશ્વત વંશના આધીનમાં સૌવીરને ઉન્નતાવસ્થા પ્રાપ્ત થઇ.

વિજયથી સંજય સૌવીરનો નામનોજ રાજા થયો; પરંતુ ખરી રીતે તેની મા વિદુલા સૌવીરના રાજ્યની શાસન કર્તા, પાલન કર્તા રહી. માતાની પરિચર્યાથી સંતાન સંજય સૌવીરનું રાજ્ય ચલાવવા લાગ્યો. વિદુલા વિદ્યાવતી હતી. પોતાની મહેનતથી, શિક્ષકની થોડી મદદથી તે સર્વ શાસ્ત્રમાં કુશલ થઇ હતી. રાજનીતિ, ધર્મનીતિ, તેમાં તે ઘણીજ હુશીઆર હતી. હમણાં તેની તે વિદ્યાની જ્યોતિથી સૌવીરની અપૂર્વ જ્યોતિ પ્રકાશિત કરવા લાગી. તેણે સંજયને યોગ્ય સુશિક્ષા આપવાને રાજ્ય ચલાવવાની હરકતો ખસેડીને રાજ્યને શાંતિ નિકેતનમાં આણ્યું હતું. પતનાન્મુખ સૌવીરનું રાજ્ય અબળા સ્ત્રીની હીમતથી પાછું ઉન્નતિના સોપાનમાં બિરાજ્યું! ચૂર્ણ ગિરિશૃંગ અબળા વીરત્વથી પાછું ઉચ્ચ શિખરમાં બેઠું!

કર્તવ્યકર્મના કરતાં જે માતાને પુત્રજીવન શ્રેષ્ઠ નથી, જે પ્રાણની ભીખારી નથી, પરંતુ માનની ભીખારી છે; સઘળું જેની આગળ તુચ્છ છે, કેવલ પુત્રનું મહત્વજ જેનું લક્ષ છે, તે માતા કેમ દેવી નામથી પૂજાશે નહિ? નહિ સમજતા કે વિદુલા ચરિત્રમાં ગુજરાતીઓ વીત શ્રદ્ધ થઇ શકશે, વિદુલાના હૃદયનું મહત્વ અનુભૂત નહિ કરી શકયાથીજ વિદુલાને દાનવી, રાક્ષસી નામથી કહેશો. પરંતુ વિદુલા દેવી છે. પુત્રનું પાલન કેવી રીતે

કરવું જોઇએ, તે વિદુલા સારી પેઠે જાણતી હતી. ગુજરાતી મા પુત્ર પાલન કરી જાણતી નથી તેથી પુત્રના પાર્થિવ સુખ દુઃખનો માર્ગ ઓળખી શકતી નથી તેથી વિદુલાને દેવી નામથી સંપૂજીતા કરવાને સ્વીકૃતા નહિ થાય, પરંતુ જ્યાં સુધી આ પૃથ્વી પોતાની ધરી ઉપર ફરશે, જ્યાં સુધી જગત્માં મનુષ્યનું મનુષ્યત્વ રહેશે ત્યાંસૂધી સત્હૃદય કવિ અને ઇતિહાસ વિદુલાના નામનુ ગૌરવ ભૂલશે નહિ. તેઓની અમૃતમયી વાણી આખી ઉમ્મર સુધી વિદુલાનું મહાત્મ્ય કીર્તન કરશે. ખરેખરી માતાના નામથી વિદુલા જનમંડલમાં જ્યાં સુધી સંપૂજીત થશે. ત્યાં સુધી વિદુલાસંજયની કહાણી ગંભીર અવાજથી જગત્માં ઘોષિત થશે.

## મેરી વાશિંગ્ટન.

અમેરિકાની સ્વતંત્રતા મેળવવાની લઢાઈનો અધિનાયક તથા યુનાઇટેડસ્ટેટસનો પેહેલો પ્રેસિડન્ટ ભુવનવિખ્યાત જાર્જ વાશિંગ્ટન ઘણો મોટો માણસ થઈ ગયો છે. તેની માતાના અસાધારણ ગુણ તથા મહત્ ચરિત્રજ તેનું મૂલ કારણ હતું. એ રત્નને ધારણ કરનારી સ્ત્રીનું નામ મેરી વાશિંગ્ટન હતું. એનું જીવનચરિત્ર વાંચવાને કોની ઈચ્છા નહિ થાય?

બલ નામનું પ્રતિષ્ઠિત અંગ્રેજ કુટુંબ પટોમાકે નદીના કિનારા ઉપર વર્જિનિયામાં * વસતું હતું, તે કુટુંબમાં મેરી વાશિંગ્ટન ઉત્પન્ન થઈ હતી, વર્જિનિયાની સ્ત્રીઓ પ્રથમથી ઘરના કામકાજમાં તથા સ્વતંત્રતા માટે પ્રખ્યાત થઈ હતી. મેરી એ પણ તેવા કામમાં અને તેવા ભાવથી કેળવણી મેળવી હતી. તેનો બાલ્યકાલનો ઈતિહાસ હાલ મળતો નથી. તેનો આગસ્ટાઈન વાશિંગ્ટનની સાથે વિવાહ કર્યો હતો. અને આગસ્ટાઈનની એ બીજી વારની બાયડી હતી. જ્યારે મેરી વાશિંગ્ટન વિધવા થઈ ત્યારે તેની ઉમ્મર નાની હતી; નાની ઉમ્મરમાં વિધવાપણામાં બાળકોનું ભરણપોષણ કરવાનો સંપૂર્ણ ભાર તેના ઉપર પડયાથી તે ઘણી વિપદ્‌માં પડી હતી. પરંતુ તેનું ચિત્ત કોઈ રીતે ચલિત થયું નહોતું. તે એક તરફ જેમ ધ્યાન લગાડીને સંસારની રક્ષા કરવા લાગી, તેમ બીજી તરફ સુશિક્ષા તથા સુશાસનથી છોકરાંના ચિત્તને સુધારવા લાગી, તેવેળાએ તેના આવતા મહત્ત્વનો પાયો સ્થાપિત થયો. સ્પાર્ટાની કેળવણીપ્રમાણે તેણે છોકરાંને સર્વજાતના ભોગ વિલાસથી યત્નપૂર્વક દૂર રાખી દુઃખ કષ્ટ સહન કરાવવા તથા આત્મત્યાગ સ્વીકારવા પેહેલાંથીજ કોશેશ કરી,

* વર્જિનિયાનો અર્થ અવિવાહિતા છે. અલિજાબેથ કુંવારી હતી તેથી તેના રાજ્યત્વની વેળાએ સ્થાપિત થઈ હતી તેથી તે વસાયત ને વર્જિનિયા નામથી પ્રખ્યાતિ મળી હતી.

તેને લીધે વાશિંગ્ટનનું શરીર બલવાન તથા મજબુત થયું અને મન સ્વતંત્રતાને ચાહનારૂં તથા તેજસ્વિ થયું.

પિતાના મરણની વેળાએ વાશિંગ્ટનની ઉમ્મર દશ વર્ષની હતી. તે કહે છે કે "મારા પિતાનો ચેહેરો અને સ્નેહમય ભાવ મને યાદ છે, પરંતુ મારી વિદ્યા બુદ્ધિધન સંપદ્ તથા માન મર્યાદાનું મૂળ કારણ મારી માતા છે."

વાશિંગ્ટન બાલ્યકાલથી અસાધારણધર્મ સાહસ તથા સત્યને માટે પિતાને ઘણો પ્રિય હતો, એ સંબંધમાં એક સુંદર આખ્યાયિકા પ્રસિદ્ધ છે તે નીચે લખવામાં આવેછે:—

જ્યારે વાશિંગ્ટન બાળક હતો ત્યારે એક દિવસે એક કુહાડી હાથમાં લઈને પિતાના બગીચામાં ફરતો હતો. બાલકની પેઠે અહિંથી તહિં ફરતાં ફરતાં યથેચ્છ અનાવશ્યક ઝાડ કાપતાં કાપતાં, તેના પિતાનું પોતાને હાથે રોપેલું એક ચેરી ફલનું ઝાડ કાપી નાંખ્યું. તે ચેરીફલના ઝાડ ઉપર વાશિંગ્ટનના પિતાએ ઘણો યત્ન કર્યો હતો. તે યત્નની સાથે એ ઝાડની સંભાળ રાખતો હતો. બાલક જાર્જ તે વિશે કંઈ જાણતો નહોતો તેથી પેલા ચેરીફલના ઝાડનો નાશ કર્યો.

સાંઝે વાશિંગ્ટનનો પિતા ઘરમાં આવતાંજ સર્વેથી પેહેલાં બગીચામાં ગયો. ત્યાં જઈને જુવેછે તો તેનું પ્રિય ચેરીનું ઝાડ જમીન ઉપર પડી ગયું છે. તે જોઈને

બગીચાના માણસોને પૂછયું કે આ ઝાડનો કોણે નાશ કર્યોછે. બધાએ કહ્યું કે અમે જાણતા નથી. ત્યારે પુત્રને અન્તે બોલાવીને પૂછયું "આ ચેરીનું ઝાડ કોણે કાપ્યું." સત્યપ્રિય વાશિંગ્ટને વિનીતભાવથી જવાબ આપ્યો "મેં કાપ્યું છે." પિતાએ જાર્જની સત્યપ્રિયતા જોઇને તેને ખોલામાં લેઈને કહ્યું "જાર્જ! તારી સત્યપ્રિયતાથી હું એટલો આનંદિત થયો છું કે આવા શેંકડો ચેરીનાં ઝાડ સોનાના ચેરીના ફલથી પૂર્ણ થાય તોપણ મને આટલો આનંદ આપી શકે નહિ. આના ઉપરથી સિદ્ધ થાયછે કે વાશિંગ્ટનનો પિતા એક સત્યપરાયણ ઉન્નત ચરિત્રનો માણસ હોવો જોઈએ.

વાશિંગ્ટનની માતા એક અનુકરણીય ગૃહિણી હતી. તે પોતાના ઘરને સુવર્ણમય કરતી અને પોતાના ઘરમાં સર્વ વ્યવસ્થાનો સુનિયમ દર્શાવતી. તેના પરિશ્રમ તથા ઘરના કામકાજની ચતુરાઈથી ઘર સાફ છબીના જેવું જણાતું હતું. ત્યાં જરૂરની જે વસ્તુ જોઈએ તે સર્વ તૈયાર રહેતી, અને જ્યાં જે વસ્તુ જોઈએ ત્યાં તે ગોઠવેલી હતી. ધર્મશાસન તથા ધર્મનિષ્ઠા ત્યાં જાજ્વલ્યમાન હતાં. ત્યાં યૌવન-સુલભ લઘુતા, સુખપ્રિયતા, ધીરતા, તથા સદ્‌વિવેકથી શાસન થતી, ખુશી ખુશાલી ત્યાં નિયમિત તથા ભદ્રોચિત હતી. હુકમ માનવો એ તેના ઘરનો મોટો નિયમ હતો. આધીન ન રહેવાથી કોઇ પણ સ્વતંત્ર તથા કર્તૃત્વભાર

લેવાને સમર્થ થઇ શકતા નથી. ધર્મ એ જગતનો એક છુપો નિયમ છે. વાશિંગ્ટને માતાને સંપૂર્ણ વશીભૂત તથા હુકમના પ્રમાણે કામ કરનાર થઇને ઉપરિપણું કરવાની કેલવણી મેળવી હતી.

ભવિષ્યમાં તે જગદ્‌વિખ્યાત તથા સ્વતંત્ર અમેરિકાનો અધિનેતા થયા છતાં તેના ઉપર માતાનો હુકમ કાયમ હતો. માતાનો ચેહેરો જાણે પુત્રને કહેતો હોય કે હું તારી માતા છું, જીવનદાત્રી છું. જ્યારે જરૂર પડી હતી ત્યારે તને પાપા કહીને ચલાવ્યો હતો. મારા માતૃસ્નેહે તારી માતૃભક્તિને ખેંચી હતી. મારા કર્તૃત્વે તારા ચિત્તને શાસિત તથા ગ્રથિક કર્યુંછે. તારાં ગમે એટલાં મહત્ ગૌરવ તથા ખ્યાતિ વધો પણ ઈશ્વરના પછી હું તારી ભક્તિનું આસ્પદ છું.

વીરપુત્ર જીવનના અંતની ઘડીસૂધી માતાને સંપૂર્ણ આજ્ઞાધીન હતો અને તેના ઉપર અસાધારણ ભક્તિ તથા પ્રકટ અનુરાગ દેખાડવામાં સર્વદા વ્યગ્ર રહેતો હતો.

વાશિંગ્ટન અંગ્રેજ ગવર્નમેન્ટનો મુકરર કરેલો એક સેનાપતિ હતો. અંગ્રેજ ગવર્નમેન્ટના દારૂણ જુલમથી અમેરિકાના રહેવાસીઓએ જ્યારે બલવો કર્યો, ત્યારે તેઓએ જાર્જ વાશિંગ્ટનને પ્રધાન સેનાપતિની પદવી આપી. વાશિંગ્ટનને કેટલાક વર્ષો સૂધી સ્વતંત્રતાની

લઢાઇનો સઘલો ભાર પોતાના સ્કંધ ઉપર લઈ અવિ-શ્રાંત ચિંતા અને અનંત પરિશ્રમપૂર્વક ઠેકઠેકાણે ફરવું પડતું હતું. સ્વદેશના હિતવ્રતમાં તેણે સંપૂર્ણ સ્વસુખ ત્યાગ કરીને બીજા સઘળાં કામ છોડી દીધાં હતાં.

લડાઈમાં જવાની પેહેલાં તેણે માતાને ગામથી ફ્રેડ-રિકસબર્ગ નામની વગર ભયની જગાપર મૂકી હતી. તેના મિત્રો ત્યાં રહેતા હતા. તેમના ઉપર તેની સં-ભાળ રાખવાનો ભાર મૂકયો હતો. સાત વર્ષ પછી વાશિંગ્ટને જન્મભૂમિની સ્વતંત્રતાનો ઉદ્ધાર કરી માતાને મળ્યો હતો.

માતાએ સ્પાર્ટાની માતાની પેઠે છોકરાને સ્વદેશના કલ્યાણમાટે લડાઈમાં જવાને રજા આપી હતી. અને ઇશ્વરના ઉપર વિશ્વાસ રાખીને આ સંકટમય લાંબુ આયુષ્ય નિષ્ટાની સાથે પોતાના જીવનનું કર્તવ્ય કરવામાં લગાડી રહી હતી.

અમેરિકાની લડાઈની વખતે તથા ૮૨ વર્ષની ઉમ્મર સૂધી વાશિંગ્ટનની માતા દૃષ્ટાંત યોગ્ય સ્ત્રીની પેઠે ઘરનું કામકાજ કરવામાં પ્રતિ હતી. કેવલ ત્રણ વર્ષ સૂધી ઘણી બિમારી હાલતમાં કામ કરવાને અસમર્થ થઈ પડી હતી. ચાવીઓ પોતાની પાસે રાખતી હતી, રાત્ર દિવસ ઘરના કામકાજમાં પડી રહેતી હતી, સગાવા-હાલાની સેવાચાકરી કરતી હતી, અને સ્વતંત્ર ભાવથી

ચાલતી ફરતી હતી. ઉચ્ચાકાંક્ષા તથા અહંકાર કોને કહેછે તે જાણતી નહોતી. દુઃખના દિવસ જેવી રીતે તેણે ચલાવ્યા હતા, તેવી રીતે સંપદના દિવસ પણ ચલાવ્યા હતા. તેની જુની રીતની એક ગાડી હતી તેમાં બેસીને શેહેરની પાસનાં ખેતર જોવા રોજ જતી અને પોતાની સામે માણસોને કામ કરાવતી હતી. ફ્રેડારિકસબર્ગ-ના ઘણાં માણસોએ તેને જોઈ હતી, તેઓના મ્હોએ આજ પણ તેની શ્રમશીલતા તથા કાર્યની કુશળતાની પ્રખ્યાતિ સંભલાય છે. સર્વ પ્રકારનાં મિતાચારમાં તો ઘણુંજ ધ્યાન લગાડતી હતી. તેના હાથની બનાવેલી વસ્તુથી ઘર પૂર્ણ જોવામાં આવતું. ઘરના સઘળા કામ-માં તેની આંખ ફરતી હતી. પરિશ્રમ તથા મિતવ્ય-યથી જેમ પૈસો બચાવતી હતી, તેમ તેનો સદ્વ્યય પણ કરતી હતી. સામાન્ય અવસ્થામાં પણ ગરીબ દુઃખીઓ માટે તે જેટલું દાન કરતી હતી, તેટલું દાન એક ધનવાન કરે એ પણ અસંભવિત જણાતું હતું. મેરી વાશિંગટનની ઈશ્વરભક્તિ ઘણી પ્રબલ હતી. કેવલ ધર્મ-મંદિરમાં જઇનેજ પૂર્ણ ધર્મનું કામ પૂર્ણ થતું નથી. તે નિર્જનમાં ઈશ્વરચિંત તથા ધ્યાનધારણા કરતી હતી. બાકીના જીવનમાં નિર્જનમાં ધર્મસાધન માટે તે ઘણો વખત ગાળતી હતી. તેના ઘરની થોડે છેટે પર્વત તથા ઝાડપાનથી પરિપૂર્ણ એક જગા હતી. તે ત્યાં દરરોજ

જઈને ઘુંટણપર પડીને એકાગ્રતાથી ઈશ્વરનું ભજન કરતી હતી.

અમેરિકાની લડાઈ પૂરી થયા બાદ મહાવીર વાશિંગ્ટન જયમુકુટથી ભૂષિત થઈને લશ્કરની સાથે ઈયર્કટાઉનમાં આવ્યો અને તરત માતૃચરણદર્શનનો અભિલાષી થઈને માતાને ખબર મોકલી. વૃદ્ધા ઘરના કામકાજમાં વ્યગ્ર થઈ રહેલી હતી તે વખતે આ શુભ ખબર મળી. એટલામાં દિગ્વિજયી પુત્ર માતાના ઘરના દરવાજા આગળ આવી પહોંચ્યો. વૃદ્ધા દોડતી બહાર આવી પુત્રને આલિંગન કર્યું અને બાલ્યકાળનું નામ "જાર્જિ" કહીને તેને બોલાવ્યો. તેણે તેની શારીરિકી કુશલતા પૂછી, કપાળમાં કુંચિત રેખા જોઈને બોલી "તને પુષ્કળ પરીક્ષામાં પડવું પડયું હશે અને ઘણીક ચિંતા કરવી પડી હશે તે હું જોઉછું. આ જોયાથી આજ મારા મનમાં પ્રાચીન સમય તથા પ્રાચીન બંધુઓના વિષય યાદ આવેછે." વાશિંગ્ટનનાં યશ તથા ખ્યાતિ વિશે માતાના મુખમાંથી એકપણ વાક્ય નીકળ્યું નહિ.

પ્રદેશના રાજ્યધિકારીઓ વાશિંગ્ટનની સાથે તે વેળાએ આવ્યા હતા, ઉલ્લાસની એટલી બધી વાત હોવા છતાં માતાનો આવો સ્વાત્મ્યભાવ જોઈ તેઓ આશ્ચર્ય પામ્યા. તેના તથા તેના વીરપુત્રના યશના ગીતથી દુનિયાં પૂર્ણ થઈ હતી તોપણ તેથી તેના ચિત્તનું કંઈ પણ ભાવા-

ન્તર જોવામાં આવ્યું નહિ. તેઓ પ્રાચીનકાળના ઘણાક માણસોના નામ લઈને કહેવા લાગ્યા "યૂરોપમાં આવું મહત્ત્વનું દૃષ્ટાંત તો હજીસૂધી જોવામાં આવ્યું નથી." અંતે કહ્યું ".અમેરિકાની માતા આવી હોવાથીજ છોકરાં વિખ્યાત થાયછે તેમાં આશ્ચર્ય શું?"

ફ્રેન્ચ વીર માર્કુઇસ ડિ લાફેટ પોતાના દેશમાં પાછો જવાની પેહેલાં ફ્રેડારિકસબર્ગમાં વીરમાતાનું દર્શન તથા આશીર્વાદ મેળવવામાટે આવ્યો હતો. વાશિંગ્ટનના એક પુત્રે તેને સાથે લઈને દેખાડ્યું કે આ પેલી મારી દાદી બેઠીછે. લાફેટે જોયું તો ઘરનું બનાવેલું કપડું પહેરેલુંછે. ઘાસની ટોપી માથા ઉપર રાખેલીછે. વીરમાતા પોતાને હાથે બગીચાનું કામ કરેછે. તેને જોઈને વૃદ્ધએ કહ્યું "માર્કુઈસ, ડોશીને જોવા આવ્યો છે, આવ, ગરીબના ઘરમાં તને આવકાર દઉંછું, પોશાક બદલવાની લૌકિકતાની મારે હમણા દરકાર નથી." માર્કુઈસે રાષ્ટ્રવિપ્લવનું સુફલ, સ્વતંત્ર અમેરિકાનું ભાવિ સૌભાગ્ય, તેમને જલદીથી યૂરોપમાં જવાની જરૂર, અને વાશિંગ્ટનના ઉપર ગંભીર ભક્તિ તથા પ્રીતિનું વર્ણન કરી અંતે આશીર્વાદની પ્રાર્થના કરી. માતાએ હસતે વદને આશીર્વાદ આપ્યો. પુત્રના સંબંધમાં એટલું કહ્યું કે, જાર્જ ઘણોજ સારો છોકરો છે, તેણે આવું કામ કર્યું એ કંઈ આશ્ચર્ય નથી.

મેરી વાશિંગ્ટન મધ્યમાકૃતિવાળી હતી, તેનું શરીર સુસૌષ્ઠવ હતું, અને મુખાકૃતિ શોભીતી તથા મહત્વ બનાવનારી હતી. વૃદ્ધાવસ્થામાં તે પોતાના "સારા છોકરાની" વાતો કહેતી હતી, તેના બાલ્યજીવનના ગુણની વ્યાખ્યા કરતી હતી. પોતાના ઉપર તેની કેટલી ભક્તિ તથા પ્રીતિ હતી તેનો પરિચય કરાવતી, પરંતુ દેશનો ઉદ્ધાર કરનાર, રાજ્યનોશાસનકર્તા પુત્રના સંબંધમાં એક પણ વાત ભુલથી તેના મુખમાંથી નીકલતી નહોતી એનું કારણ એ હતું કે તેણે પુત્રને સત્યવાદી થવા શીખવ્યું હતું. મહત્ થવું એ તેનું જરૂર થનારૂં ફળ હતું; પુત્ર સત્યવાદી થયોછે એ તેનો આનંદ હતો. તેના મહત્વની બીજી શી પ્રશંસા કરવી!

૮૭ વર્ષની ઉમ્મરમાં મેરી વાશિંગટનનું મૃત્યુ થયું હતું. હૃદય રોગથી આક્રાન્ત થઈ તેણે કેટલાક વર્ષ સૂધી ઘણી બિમારી ભોગવી હતી. તથાપિ તેનું ચિત્ત ધર્મનિષ્ઠામાં પૂર્ણ તથા અચલ હતું. છેલ્લી અવસ્થામાં પુત્રનો શોક પણ સહન કરવો પડયો હતો. પુત્રના મૃત્યુ પછી થોડા દિવસમાં તેનું મરણ નીપજ્યું હતું. અને ફ્રેડારિકસબર્ગમાં તેની કબર થઈ. તેની કબરની ઉપર સ્મરણનો પથ્થર ઘણાક દિવસ સૂધી બન્યો નહોતો. અંતે વર્જિનિયાના વાસીઓએ પોતાનું કર્તવ્ય કરવાની ન્યૂનતાનો અનુભવ કર્યાથી વિશેષ યત્નથી

સમાધિ મંદિર તૈયાર કરાવ્યું. અને તા.
માં યુનાઇટેડસ્ટેટના તે વેળાના પ્રેસિડેન્ટ
સનના દ્વારા એની પ્રતિષ્ઠા થઈ હતી.
માતાના સન્માન માટે આ છેલ્લો ઉત્સવ
રાજ્યાધિકારીઓ તથા પુષ્કલ દર્શકો એકઠા

## રૂપમંજરી.

બંગાલના વર્ધમાન જિલ્લામાં કલાઇઝુ
ગામ છે, એ ગામમાં આસરે ઇ૦ સ૦ ૧૭૭૪
રીનો જન્મ થયો હતો. પરંતુ એ કિયા મ
અને કેઇ તારીખે જન્મી હતી તેનું વર્ણન મળતું.
વૈષ્ણવ જાતિની હતી. એની માતાનું નામ સુધામુખા
હતું. પિતાનું નામ નારાયણદાસ હતું. માબાપે તેને
બાલ્યકાળથી લખતાં વાંચતાં શિખવવાનો આરંભ કરાવ્યો હતો. નારાયણદાસને બીજું કંઇ છોકરૂં છેયું નહોતું;
એ વાસ્તે તે અને તેની સ્ત્રી બન્ને કન્યાને ઘણાંજ લાડ
લડાવતાં હતાં.

જરીની વિદ્યા શિખવા ઉપર એટલી બધી પ્રીતિ
હ ગામના સાધારણ માણસો એ તેનો યત્ન
ત એકાગ્રતા જોઈને તેની ભવિષ્યની વિદ્વત્તા અને
નું ચિન્હ જોઇને તેને વ્યાકરણ શિખવવામાટે તેના

યણદાસને સલાહ આપી. નારાયણદાસ તે
.ણે પોતે પોતાની બુદ્ધિમતી કન્યાને વ્યાકરણ
માં પ્રવૃત્ત થયો. પરંતુ રૂપમંજરીએ પોતાની
ભિતાની થોડી મુદતમાં એટલી ઉન્નતિ કરી કે
યનને અધ્યાપનાની સીમા અતિક્રમ કરી એટ-
તેનો પિતા કન્યાને શબ્દ શાસ્ત્ર શિખ-
ાપુરના રહેવાસી વદનચંદ્ર તર્કાલંકારને
.એ રૂપમંજરીની ઉમ્મર ૧૬-૧૭ વર્ષથી
. તે ત્યાંની છોકરાની પાઠશાળામાં ભણવા
ડા મહિનામાં તેના પિતા નારાયણદાસનું
નીપજ્યું તેથી તે પોતાની જન્મભૂમિ કલાઇઝુ-
માવી, ત્યાં પિતાનું શ્રાદ્ધ કર્યું. ત્યારપછી કાવ્ય
વાંચવાની તેની ઇચ્છા થયાથી તેણે સરનામના ગા-
મના પંડિતપ્રવર ગોકુલાનંદ તર્કાલંકારની પાસે અધ્ય-
યન કરવા ગઇ. ત્યાં તેને ઘણા કાવ્ય ાંચ્યા અને
ઘણું જ્ઞાન મેળવીને પછી ત્યાં પંડિત ગોકુલાનંદ તર્કાલં-
કારની પાસે વૈદ્યશાસ્ત્ર અધ્યયન કરવા લાગી

રૂપમંજરીનું ચરિત્ર ઘણુંજ પવિત્ર હતું, એણે લગ્ન
કર્યું નહોતું; તેની આકૃતિ મધ્યમ હતી. આ શું
મુંડન કરાવીને કેવળ એક શિખા રાખતી હતી ને
કોઇ જગાએ જવાનીવેળાએ પુરૂષની પેઠે માથા ર
ફેંટો વીંટાળતી હતી. આવી રીતે ફક્ત વિદ્યા

માંજ પોતાની સઘળી જીંદગી ગુજારી અને ૯૨–૯૩ વર્ષની પાકી ઉમ્મરે એણે ગયા, કાશી, પ્રયાગ, વૃન્દાવન વગેરે તીર્થયાત્રા કરવા નિકલી હતી ઘેર આવ્યા પછી તે ૬–૭ વર્ષ જીવી. તેણે રાધારમણદાસ નામના એક છોકરાને દત્તક લીધો હતો. એ માણસ હજી સૂધી તેનાં ઘરમાં રહેછે. તે ૧૦૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૮૭૬ ના પૌષ સુધી ૧૫ ને દિવસે મરણ પામી હતી. મૃત્યુની પેહેલા તેને કંઇ પણ રોગ થયો નહોતો.

પુષ્કળ માણસોએ રૂપમંજરીની આગળથી વ્યાકરણ ચરક અને નિદાન વગેરે કઠિણ શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. માનકનો રહેવાસી પ્રખ્યાત વૈદ્ય ભોળાનાથ કવિરાજ ઘણીક વેળાએ એની પાસેથી વૈદ્યકસંબંધી ઉપદેશ લેતો હતો. રૂપમંજરી જમીનદારીના તથા વેપારી વર્ગના સર્વજાતના હિસાબ સારી રીતે જાણતી હતી, એના અક્ષરો ઘણાજ સુંદર હતા. એના લખેલા કોઇ ગ્રંથ નહિ હોવાથી અમે અનુમાન કરવાને સમર્થ થઈએ છિયે કે એ ગ્રંથ રચવાને સારૂ સમજતી નહોતી અથવા તે પ્રસિદ્ધ નહિ હશે. વૈદ્યક તથા શિખવવું એ તેનો સર્વથી મ્હોટો ધંધો હતો. કોઇ પાઠશાળામાંથી એણે કંઇ ઉપપદ મેળવ્યુંનહોતું ખરૂં, પરંતુ તેને સાધારણ લોકો તર્કાલંકાર તથા વિદ્યાલંકારના નામથી ઓલખતા હતા. તે બધા શાસ્ત્રોમાં એકકો ગણાતી હતી.

પાઠિકા! વૈષ્ણવ કન્યા રૂપમંજરી કેવી નમ્ર ભલી વિદ્વાન નીતિવાન અને સુશિલ સ્ત્રી હતી. તેના વિશે એકવાર વિચાર કરીને જુઓ. એ જેમ જેમ વિદ્યા મેળવવા લાગી તેમ તેમ ધર્મ અને પુણ્ય કાર્યની તરફ એનું હૃદય દોડતું હતું. આપણા જૂના વિચારના માણસો કહેછે કે વિદ્યા ભણ્યાથી સ્ત્રીઓ કેવળ ભોગ તથા વિલાસપ્રિય થાયછે. તેઓનું આ કહેલું કેટલું ભૂલ ભરેલું છે તે આ જીવન ચરિત્રના પ્રત્યક્ષ અર્વાચીન દૃષ્ટાંતથી વિશેષ રૂપથી સિદ્ધ થાયછે. આના ઉપરથી એ પણ સિદ્ધ થાયછે કે સ્ત્રીઓ પણ ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવી શકેછે. હાલની આર્યભગિનીઓ પણ રૂપમંજરીનો દાખલો વિદ્યાભ્યાસ વધારવામાં લે. તથાસ્તુ.

સંપૂર્ણ.